## ગ્રંથાર્પણ. ૨૧૦૪

સકળ, ગુણસંપન વિવેકસાગર (નેત્રમણી) પરમપ્રિય મિત્ર મગનલાલ હરખચંદ. મુ. અજિંદ્રા.

આપ બાળપણાના સનેહીછો આપની પ્રીતી દીનપરદીન મારા ઉપર વધતી જોવામાં આવે છે આપના પ્રેમ પુષ્પના સુવાસથી હું ભ્રમરનું અંતઃકરણ તર થઈ ગયું છે તે દર્શાવવાને આ લઘુ પુસ્તકમાં આપનું નામ મારી સાથે જોડાએલું રેહેવાને આ પુસ્તક આપને અર્પણ કરૂંછું તે માન્ય કરશો.

છપ્પો.

જેમ ગોપીને કા'ન, જુવો પય જળને જેવી;
જેમ ગાયને વચ્છ, સ્વચ્છ પ્રિતીછે તેવી,
જેમ અબ્ધિને મચ્છ, કમળને જળના જાણો,
પતીવ્રતાનો પ્રેમ, પતી સાથેજ પ્રમાણો;
મગનલાલ તેમજ સદા, પુરણ આપની પ્રીતછે;
હર્ષ થકી આપે અતી રાખી, રૂડી રીતછે. ૧

# પ્રસ્તાવના.

પ્રથમ મેં તંત્રદર્શક એ નામની નાની ચોપડી સને ૧૮૬૭ માં એડા નીતિપ્રકાશ પ્રેસમાં છપાવી, ત્યાર પછી વ્હેમખંડન ગ્રંથ એ નામની ચોપડી સન ૧૮૭૦ માં સન ૧૯૨૬ પણ તેજ પ્રેસમાં છપાવી તોય મારા મનને સાંતી થઈ નહિ. ત્યારે વ્હેમખંડન ગ્રંથ બનાવી રહ્યો તેજ વખતે મારા મનમાં આવ્યું કે આવી આવી બાવન કલ્પિત વાર્તા બનાવી તેની છેવટે એકેકો ચમત્કારી એલ મુકી બનાવી હોય તો ઠીક તે વાંચેથી સર્વના મનના શમૂળા વ્હેમ નાશ પામે, એવો નકી ઠરાવ કર્યા પછી એકાએક વિચાર થઈ આવ્યો કે એમ કરવાથી ઘણા વખતનું રોકાણ થાય ને ગ્રંથનું કદ વધી જાય માટે ટુકામાં બને તો ઠીક એવા વિચારમાં હતોજ તેવામાં મને યાદ આવ્યું કે, પુરૂષ સ્ત્રી પ્રત્યે પ્રશ્ન ઉત્તર તરીકે સમજાવે તેમ થાય તો સારૂં તેથી આ ગ્રંથ તેવીજ રીતે રચવામાં આવ્યો છે તેમાં ચમત્કારી એલો, મંત્ર જંત્ર સુદ્ધાં ઘણી મેહેનતે લોક પાસેથી તજવીજ કરી લખ્યા છે એવા હેતુથી કે જેથી કરી દેશી ભાઈ તથા બાઇઓના મનમાં ઘણા કાળથી ખોટા વ્હેમો ભરાઇ ગએલા છે તે આ વ્હેમખંડન બાવની વાંચેથી એ વ્હેમનો નાશ પામી પોતે સત્ય કર્મોથી વર્તે માટે સર્વે સદગ્રહસ્થોએ આ પુસ્તક ઘરમાં રાખી નીત્ય પ્રત્યે શેવન કર્યા કરવું? એ પુસ્તકની ભૂલચુક વાંચનાર સજન પુરૂષો દર ગુજર કરશો જેઠ સુદ ૮ સ. ૧૯૪૦

કર્તા.

૨૧૦૪

# व्हेम खंडन बावनी.

---

### દોહરા.

સંકટ હરણ સદા વિભૂ, નોધારાં આધાર;
જગ પાલણ જુગ્તે કરો, આપે વિદ્યાધાર. ૧
એ પ્રભૂને હું પ્રેમથી, પહેલો લાગુ પાય;
કુમતિ નિજ જેથી ટળે, મળેજ મુક્તિ સહાય. ૨

### છપ્પા.

સાંભળજો સાક્ષાત, ચિત્ત આ સ્થિરશું રાખી;
કહું વિસ્તારી વાત, મુખેથી સત્યજ ભાખી;
નથી શાસ્ત્ર સીધાંત, નહીં માન્યામાં આવે;
ખોટાં દેઈ દ્રષ્ટાંત, યુક્તિઓ આપ બતાવે;
ભોળાં તેથી ભરમાઈને, અવળે મારગ આવે અટે:
રૂપશંકર ચૂકી પંથને, કુપંથને વિષે જઈને પડે. ૩
આવે કોને તાવ, કહી જે વાગી બળીયું;
અનનો થાય અભાવ, ભાગ્ય ભૂવાનું ભળીયું;
મુખે ભણીને જુઠ, વ્હેમ વધતા તે ઘાલે;
ચલવે તૂતે તૂત, પંથ અવળા લઈ ચાલે;
ખરેજ કરી ખરાબને, દામ દામ ખરચાવે ઘણો;
રૂપશંકર એ ટાળવા, વ્હેમ ખંડન આ મેં ભણ્યો. ૪

છપ્પા.

નૌતમ નગરી નેટ, નામ વિશામભરિ જાણો;
સઘળી વાતે શ્રેષ્ટ, અષ્ટ ગઊ માપ પ્રમાણો;
દરવાજા દસ વીસ, કોટ તે કાંગરીઆળો;
બારી તો બત્રીશ, તેહનો ઘાટ રૂપાળો;
કૈં ચૌટાં ને કૈં ચોકની, શોભા ઇંદ્રાસન સમી;
વસે વરણ ચારે મળી, કશી વાતે નહી એમાં કમી. ૫
ચાંદી મય ચળકાટ, ગગનમાં તે તો ગાજે;
સરખા સરખી ઘાટ, છજાં બારીતો છાજે;
વસવા એવા મ્હેલ, ગ્રહસ્થતણા તો કહીએ;
સદા રંગની રેલ, સુખીઆ સૌ જન લહીએ;
અધિક વસ્તિ એમાં વળી, વણીકતણી ત્યાં ઓપતી;
રૂપશંકર એથી કરી, અનોપમ નગરી શોભતી. ૬
વસે વણીક તે ઠામ, ન્યાત શ્રીમાળી જાણો;
મોતીશા છે નામ, જગત વિક્ષાત વખાણો;
ભણ્યો ગણ્યો બહુ ભાત, શાસ્ત્ર બહુ શ્રવણે કરેલાં;
સત્યથી લક્ષમી માત, પૂર્ણ ભંડાર ભરેલાં;
દયાવંત ડાહ્યો ઘણો, વિવેકનો ઉર વાસ છે;
માને નહીં જુઠ જાદુને, પ્રવીણમાં પ્રખ્યાત છે. ૭
પુરંદરા પ્રખ્યાત, વિશામ ભરીના પાસે;
વસે વણિકની ન્યાત, ઘણા વેપારની આસે;
તેમાં મથુરાં શેઠ, તનયા તેનીજ કાવે;
ડાહી નામ પ્રમાણ, સર્વને મનતો ભાવે;

મોતીશાનાં શુભ લગનતો, મગન થઈ તે શું કર્યાં:
સારખા સરખી તે જોડને, જોઈ સર્વનાં મન હર્યાં. ૮

દોહરા.

ડાહિ વળાવી સાસરે, પૂરણ આણી પ્રીત;
સાસરીઆં સાથે વસે, રૂડી રાખી રીત. ૯
સ્વામીની સેવા કરે, સંભાળે ઘર કામ;
મંદીર મુકી આપનું, જાય ન બીજે ધામ. ૧૦
એવા ગુણ એમાં ખરા, ચતુર વિચારો ચિત્ત;
પણ અવર સ્ત્રીઓતણી, તેને બાઝી પ્રીત. ૧૧
વેહેમતણી વાતો કરે, દે દ્રષ્ટાંતો ત્યાંય;
જુઠી જુગિત આદરે, કસર ન રાખે કયાંય. ૧૨
ભૂત, શિકોતરી, ઝાંપડી, ડાકણ, શાકણ, નામ;
કૈં ચૂડેલને, મેલડી, વસતાં જુદે ઠામ. ૧૩
બ્રહ્મ રાક્ષસને ઝાંપડી, ખવી અને ખોડીયાળ;
પીર અને પેગંબર, નજર થકી નીહાળ. ૧૪
વીર, ભૈરવને, ભૂતડી, ઢીગલીઆ કંઈ દેવ;
ચીંથરીઆ, ઢીગલીયા, ભૂંડી જેની સેવ. ૧૫
નજર, ઝપટ, ને દોરડા, ઉતારા દીક વેહેમ;
જેમ જેમ તે સાંભળે, ભરમાય ભોળી તેમ. ૧૬
એ સઘળાં જેને નડે, દે કે અંગે દુઃખ;
ગર્ભ ઘટે નારી તણાં, કોઈ ન આપે સુખ. ૧૭
સાજુ શરીર રાખે નહીં, ઘણો કરે ઉતપાત;
ઉછરતાં બાળક હણે, કરે મનુષ્યની ઘાત. ૧૮

સગી નણંદ પોતા તણી, કે છે ડાહીને વાત;
ભાભી મારૂં માનજે, કહુ છું હું સાક્ષાત. ૧૯
હજુ ન આશા તાહરે, માટે કરચને કામ;
આશા પુરે અંબીકા, રાખે ભઈનું નામ. ૨૦
આ નગરીમાં તો વસે, ભોળો બ્રાહ્મણ એક;
અંબીકા આપે ભજે, રાખી એકજ ટેક. ૨૧
વચન સીધિ છે તેહને, કહ્યા પ્રમાણે થાય;
એથી આ શેહેરના, જન સઘળા તો ચાય. ૨૨
જો તુ આ પાડોશમાં, રમતાં દીસે બાળ;
એ પરતાપ બ્રાહ્મણતણો, નજરથકી નહાળ. ૨૩
આજ શુકર કાલે સાની, રવીવારનો જોગ;
જરૂર ત્યાં જવાથકી, ટળશે તનના રોગ. ૨૪
નાની સરખી નારીઓ, તેને પેટ વસ્તાર;
નથીજ આશા તાહરે, માટે મનમાં ધારચ. ૨૫
ચેટક કંઈ અંગે ખરૂ, ભાભી મારૂં માન્ય;
મારે પણ એમજ હતું, કહુછું ધરજે કાન. ૨૬
અતિશે બાધા આખડી, કરતી ફરતી રોજ;
ટુચકા કંઈ ઝાઝા કર્યા, મનથી માની લાજ. ૨૭
એ સઘળું નિશફળ ગયું, કશુ ન આવ્યું કામ;
ખરચ્યું તે ખોટું થયું, ખોયાં મારાં દામ. ૨૮
છેવટ એ બ્રાહ્મણ કને, ગઈ શુણીને કેણ;
આપી બાધા હેતથી, જોઈ વધાવો વેણ. ૨૯
આશા રહી તે દીનથી, ગર્ભ રહ્યો નિરધાર;

દુઃખ ગયું આ દેહથી, ધણીએ કર્યો પ્યાર. ૩૦
પાંચ વર્ષ પૂરણ થએ, વાળ ઉતાર્યા ત્યાંય;
બ્રહ્મ ભોજન ભાવે કર્યું, કસર ન રાખી કાંય. ૩૧
વળી તોરણ ને ચૂંદડી, સોના કેરૂં છત્ર;
દેવીને તે અરપીયાં, દીપ પુષ્પને પત્ર. ૩૨
જમાડિયા જુગતે કરી, સેવકને સાક્ષાત;
પુરા પચાશ આપીયા, સાંભળને તું વાત. ૩૩
છત્રીસ મેં છાના ગણી, આપ્યા એને રોક;
એકાવન એને મળ્યા, ભેદ ન જાણે લોક. ૩૪
રાજી થઈ એણે વળી, આશીષ દિધી આપ;
જેથી આ સંસારના, તનથી ભાગે તાપ. ૩૫
આશા પૂરો અંબીકા, કરો આપ કલ્યાણ;
વધો પુત્ર પરીવારને, એ આશિષ પ્રમાણ. ૩૬
ડહીએ પણ ડાપણ થકી, પૂછી નણદને વાત;
છત્રીસ જે છાંના ધર્યા, ક્યાંથી તમારે હાથ. ૩૭
નણદી કેછે ભાભીને, સાંભળ ભોળી નાર;
તસ્કર વિદ્યા તો કરી, લીધા એ નિરધાર. ૩૮
પૂછે ત્યારે ખાંતથી, પૂછે આણી હેત;
તુરત બતાવું તેહને, રૂડો એનો વેત. ૩૯
નથી અમે તે જાણતાં, સોગન ખઊં તે વાર;
પછી ન પૂછે મૂજને, ભોળો મમ ભરથાર. ૪૦
વીમાશી મનમાં રહે, કરે ન ઝાઝી ખોળ;
શૂણી મારાં વેણને, એક ન બોલે બોલ. ૪૧

બેન તમારે તો નમે, મારે કેમજ થાય;
માર ખાઉં સ્વામી તણો, ઇજ્જત સઘળી જાય. ૪૨
કશું હાલ કરવું નથી, જાણી મારૂં માન્ય;
પાછળથી સર્વે થશે, બોલો રાખી ભાન. ૪૩
કાલ્ય સવારે આપણે, લેઈ માતાનું નામ;
જરૂર ત્યાં જાવું ખરે, ધાર્યું કરવા કામ. ૪૪
મીશ કરી પાણી તણું, બેડાં ગ્રહીને હાથ;
ત્રીજૂ જણ જાણે નહીં, આપણ બેનો સાથ. ૪૫
બેન તમે આગ્રહથી, કોછો જ્યારે એમ;
વેણ ન લોપું આપનું, કરવું મારે તેમ. ૪૬
રવીવારના જોગમાં, ઉઠ્યાં આપ પ્રભાત;
નાહ્યાં નિરમળ નીરથી, યાદ કરી જગતાત. ૪૭
સોપારી પૈસો વળી, અક્ષત લઇને પાર;
ચાલ્યાં એતો ચોપથી, મસજી તેમાં સાર. ૪૮
જઈ બ્રાહ્મણને તો મળ્યાં, હેતે લાગ્યાં પાય;
વળતી જઈ દેવી તણા, દર્શન કીધાં ત્યાંય. ૪૯
બ્રાહ્મણ બોલ્યો ભાવથી, ભલે પધાર્યાં આજ;
આશા પૂરે અંબીકા, ધાર્યાં થાશે કાજ. ૫૦
કંઈ બેરાંને આંધળાં, ઝાઝાં દુઃખી જાણ;
સંકટ ભાગે સર્વનું, મોટી માત પ્રમાણ. ૫૧
ગર્ભ ગળંતા રાખીઆ, ટાળી તનના રોગ;
વળગાડ કર્યા વેગળા, આપી તેના ભોગ. ૫૨
વંઝા પામી પુત્રને, દળીદ્રી પામ્યા દામ;

એવી આછે જાગતી, કૈનાં કાઢ્યાં કામ. ૫૩

સારૂં કે નરતુ થશે, બનવા જેમ બનાવ;
દેવી તો આગળથકી, ભજવે તેનો ભાવ. ૫૪

દાણા જોતાં દાખવે, આપ વધાવો વેણ;
તે ઉપરથી ભાખીએ, સારૂ નરતુ કેણ. ૫૫

દેવીના હુકમથકી, તરત થાય છે તેમ;
સાચું સર્વે માનજો, રાખી એમાં પ્રેમ. ૫૬

શાનું ફળ તમને થયાં, કીધી લીલા લ્હેર;
પ્રતક્ષ છે આ પારખું, પૂછી લ્યો કૈ પેર. ૫૭

શુદ્ધ મનતો રાખીએ, તજી કપટને આપ;
નક્કી આ આરાસુરી, ટાળે તનના તાપ. ૫૮

ગયે રવીવારે અહી, આવી નારી એક;
ચંડાલણ સરખી ખરી, કાંઈ ન દીસે ટેક. ૫૯

ત્રીજુ દાહડું તેહને, આવી મંદીર માંય;
કીધાં દર્શન દેવીના, લાજ ન રાખી કાંય. ૬૦

મમ પ્રતેતો ભાખીયું, આી ણડાપણ ઉર;
આશા જો મારે થશે, આપ જમાડુ કૂર. ૬૧

મુખથકી મેં તો કહ્યું, નથી અમારી પાશ;
સુખ સંપતની એ સદા, અંબા પૂરે આશ. ૬૨

અક્ષત જોયા તેહનાં, કશુ ન આવ્યુ માંય;
કોપ જણાયો કારમો, જગતંબાનો ત્યાંય. ૬૩

નક્કી કરવા તેહનું, વિચાર્યું મેં મન;
કંકૂ આપ્યું હાથમાં, રાખી મન પાવન. ૬૪

પ્રસાદ આ દેવીતણો, પાસે રાખો આપ;
ઢાંકી હાથને ઉચરો, દેવીનો શુભ જાપ. ૬૫
તરતજ એ તેણે કર્યું, નાજ લગાડી વાર;
કંકુ તો કાજળ સમું, જોતાં દીઠું યાર, ૬૬
મૂખથકી મેં તો કહ્યું, જાવ તમારે ઘેર;
હુકમ નથી દેવીતણો; હવે ન કરશો દેર. ૬૭
ઉદાસી આપે બની, ચાલી નારી તેય;
દેવીના દરબારમાં, પછી ન આવી એય. ૬૮
તમેજ એની આવીયાં, શી ઇચ્છા છે ઉર;
સત્ય વાત અત્રે કરો, કપટ કરીને દૂર. ૬૯

## ચોપાઈ.

નણંદ કહીની બોલી વાત, સાંભળજો આતે સાક્ષાત;
ઘણો તમારો છે વિશ્વાસ, એવું જાણી આવ્યાં પાસ. ૭૦
આ છે મારા ભાઈની વધૂ, સાંભળજો કહુછું જે બધૂ;
વર્ણ સોતરની એતો ખરી, દીસે બહુ ડાપણના ભરી. ૭૧
વહાલી એ પીતાને અતિ, સાંભળજો ઈશ્વરની ગતિ;
નથી ભાઈ કે બીજી બેન, છે પીયરમાં તો સુખચેન. ૭૨
સાસરીયામાં પૂરણ સુખ, લેશ મળે નહીં એને દુઃખ;
એ આપે ને સઘળાં ખાય, એવો છે ઘરનો ત ન્યાય. ૭૩
વહુજી વહુજી સૌકો કરે, મારાં સરખાં પૂઠે ફરે;
હજી ન આશા એને કાંય, એથી ફીકર મનમાં થાય. ૭૪
એના સમાણિ ઝાઝી નાર, તેને તો દીસે વિસ્તાર;
આપજ કર્મતણો એ આંક, વિધાતાએ મારી ટાંક. ૭૫

ખાવા ત્યાં બાળકની ખોટ, ખાવા નહીં ત્યાં ભરીયા ઓટ;*
અવિનાશીની એવી ગતિ, પોંચે નહીં ત્યાં કોની મતિ. ૭૬
એ આશાએ આવ્યાં અહીં, તમે કહો તે કરીએ સહી;
આપો બાધા એથી પળે, પૂત્રતણું સુખ એને મળે. ૭૭
ભટજીએ વિચારી વાત, અક્ષત જોયા ત્યાં શાક્ષાત;
બાળ પૂત્રનો પ્રસવ થશે, હરકત મનની સઘળી જશે. ૭૮
આજથકી તો કરવું કામ, રાખી મનમાં રૂડી હામ;
નીમ ધરીને ન્હાવું નિત્ય, પવિત્ર રાખો ઘરની રીત. ૭૯
કરવો દીપક દેવીતણો, મૂખે જાપ સદા તો ભણો;
આંટી પાડી ભોજન કરો, આ સઘળું તે ચિત્તજ ધરો. ૮૦
આજથકી જો કરશો એમ, ધાર્યું મનનું થાશે તેમ;
બાર માસની અંદર તમો; પૂત્ર પામશો કહુછું અમો. ૮૧
પાંચ વર્ષનો જ્યારે થાય, મુકો માતાજીને પાય;
શીરતણા ત્યાં લેવા કેશ, બ્રહ્મ ભોજન તો કરવા બેશ. ૮૨
છત્ર ચુંદડી દેવીને ધરો, કાલાવાલા તેના કરો;
રાજી કરવા અમને ઘણાં, એમાં તો ન રાખો મણા. ૮૩
વળતી બોલ્યાં બંને મૂખ, કહ્યા પ્રમાણે થાશે સુખ;
સવાગણું ખરચાવું અમો, મન સાચે એ માનો તમો. ૮૪
ચરણે લાગી ઉઠ્યાં બેય, વાતો કરતાં ચાલ્યાં તેય;
આવ્યાં એ પોતાને ઘેર, કોઈ ન જાણે એની પેર. ૮૫
દિવસ ગયો પડી છે રાત, સાંભળજો સજ્જન સાક્ષાત;
મોતીશા તો આવ્યા ઘેર, વાળુની તો કીધી પેર. ૮૬

---

* છોકરાના ઠગળા.

## દોહરા.

ભોજન તો ભાવે કરી, ઉઠ્યા એ તત્કાળ;
સયન કાજ આપે ચહ્યા, ત્યાંથી ત્રીજે માળ. ૮૭
ડાહી દીપક કર ગ્રહી, આવી સ્વામી સાથ;
પલંગ પાથરીને કહે, પોઢો મારા નાથ. ૮૮
શ્રમીત તમે થયા હશો, લાવો ચાંપૂ પાય;
જેથી કરીને અંગનો, થાક સમુળો જાય. ૮૯
વાત કરો વિનોદની, સારી નરતી હોય;
નક્કી આ રજની વિશે, આનંદ ઉપજે સોય. ૯૦
પૂછું તમને પ્રેમથી, પ્યારી મારી વાત;
શીદ ગયાંતાં ઘેરથી, થાતાં આપ પ્રભાત. ૯૧
જાતાંતાં જેવાં તમે, ભાળીતી મેં પૂઠ;
સાચી વાત સર્વે કરો, રખે રાખતાં જૂઠ. ૯૨
મોટી બેની માહેરી, હતી તમારી સાથ;
અદ્રષ્ટ વસ્તુ મેંતો વળી, દીઠી છે તવ હાથ. ૯૩
સુણી વાત સ્વામીતણી, સમજી મનમાં દોષ;
માફ કરો પ્યારા મને, લેશ ન કરશો રોષ. ૯૪
દોષ નથી કૈ મજતણો, મોટાનો છે વાંક;
પૂછ્યા વણ કંઈ નવ કરૂં, એવી હું છું રાંક. ૯૫
હીમત રાખી હાથમાં, બનીયો જે બનાવ;
સ્વામી આગળ સર્વ તે, કીધો આણી ભાવ. ૯૬
આપ કહો તો હું કરૂં, એણે કહ્યું છે તેમ;
કારજ કાંઈ હુકમ વના, ના કરવું એ નેમ. ૯૭

## ચોપાઈ.

મોતીશા ત્યાં બોલ્યા વેણ, હસ્તાં રાખી આપે નેણ;
સાંભળ પ્યારી તુજને કહું, માફ કરીને વાંકજ સહુ. ૯૮
દોરા ધાગા જૂડા જાણ, મૂકી દે તું માડી તાણ;
ભૂત મેલડી ઈત્યાદિ લોક, માનેછે તે ધારો ફોક. ૯૯
ના કરવાનાં કરશે કાજ, નિરલજ તે તો શાની લાજ;
ધુણે ધુણાવે તૂતે તૂત, માને નહીં જન એ સપૂત. ૧૦૦
ઠગવા કે લોકોના દામ, લઈ બેઠા છે એવાં કામ;
અનેક એવા ઢંગો કરે, ભોળાં જનનું વીતજ હરે. ૧૦૧
આજ પછી નવ કરવું એમ, લેજો એવા નારી નેમ;
મારી શિક્ષા ધરજો કાન, ભાવે ભજજો શ્રી ભગવાન. ૧૦૨
નારી જોડી પોતે હાથ, સાંભળજો કે મારા નાથ;
એ બ્રાહ્મણની બાધા થકી, કાર્યથયાં કુંધના સુભનકી. ૧૦૩
નજર થકી નિહાળી બેય, નક્કી કરીયું સર્વે તેય;
કૂમ કૂમનું પણ કાજળ કર્યું, એ દેખી મન મારૂં ઠર્યું. ૧૦૪
ઘણી નારીને આપ્યા પૂત્ર, ચલવ્યાં કઈના તો ઘર સૂત્ર;
વળગેછે ઝાઝાંને ભૂત, કેમ કરીને કહીએ તૂત. ૧૦૫
ધૂણે માગે વસ્તુ મુખ્ય, દે મનુષ્યને એતો દુઃખ;
ભોળી નારી દીસા ભલી, વિસ્તારીને કહુંછું વળી. ૧૦૬
સારૂં નરસુ સમજો તમો, કરવા તોલ કહુંછું અમો;
સાંભળજો એક ચિત્તે કરી, બેસો આ ઠેકાણે ઠરી. ૧૦૭
લાવી કંકૂ કરને તૂય, હેત કરી બતલાવું હુંય;
કંકૂ મધ્ય જો ચૂનો મળે, લાલ રંગ તેનો તો ટળે. ૧૦૮

કાજળ સમો તો એથી થશે, કરી જુઓ તો વ્હેમજ જશે;
ઇત્યાદિ કંઈ એવા ભેદ, સૌ સમજાવીશ તુજને સેલ.૧૦૯
વળી વિસ્તારૂં બીજી વાત, સાંભળજો નારી સાક્ષાત;
લેજો મનમાં આથી બોધ, કરજો તેનો વળતી શોધ. ૧૧૦

# વ્હેમ ૨ જો.

## ચોપાઈ.

આ નગરીમાં ગ્રસ્થો વસે, નજર થકી તેં જોયા હશે;
ધર્મચંદને વીડલ નામ, જગમાં રૂડાં જેનાં કામ. ૧૧૧
ભારે પૂંજી ભેળી કરી, લઈ ભંડારે લાખો ભરી;
ઘેર સદાવૃત દેછે દાન, મળે પંચમાં મોટું માન. ૧૧૨
પુન્ય મારગ તો પ્રીછે ઘણા, વેપારજ દેશાવર તણા;
પતીવ્રતા બંન્યોને નાર, એથી દીપે ઘરવેવાર. ૧૧૩
નારી ઉપર ઝાઝો નેહ, રખે રાખતાં મનમાં સંદેહ;
છેત્યાં સઘળી વાતે સુખ, પ્રજા તરફનું પૂરણ દુઃખ. ૧૧૪
સગાં સંબંધી કેવા થકી, અનેક બાધા રાખી નકી;
ઝાઝા બ્રાહ્મણ પાસે જાય, દેવાલય બંધાવ્યાં આપ. ૧૧૫
લીધાં ફળ પાર્થેશ્વર તણા, બ્રહ્મ ભોજન તો કીધાં ઘણાં;
અંબા બોચર મોટી માત, દેશ બધામાં છે વિક્ષાત. ૧૧૬
કાલાવાલા તેના કરી, કૈ બાધાઓ લીધી ખરી;
કષ્ટ કરાવ્યાં ભારે કાય, જાણે તે ગર્ભવંતી થાય. ૧૧૭
ઝાઝા ભૂવા ભૂંડા જતી, સેવા તેમની કીધી અતિ;
કંઈ તેલઆને લૂચા વળી, ભેદ કરાવે ઝાઝા મળી. ૧૧૮

ઉતાર ઉતારી ચકલે ધરે, ભાત્ય ભાત્યના દીવા કરે;
ધૂણે ધૂણાવે મચવે ઢુંગ, નિશાએ નહી જેને ઊંઘ. ૧૧૯
પેથર સઘળા માન્યા દેવ, ભાવે કીધી તેની સેવ;
ના કરવાનાં કૃત્યો કર્યાં, લેશ માત્ર નહીં એથી ડર્યા. ૧૨૦
ખરચ્યાં દામજ ખોટા થયા, સમજી એતો મનમાં રહ્યા;
એ બટજી પણ એમાં હતો, થઈ ફરતો તો આપે છતો. ૧૨૧
ઝાઝા ઢુંગી જગમાં ફરે, પ્રપંચ ઝાઝા પોતે કરે;
કર્મ તણો તો કાઢી વાંક, અંતે એહાં થઇને રાંક. ૧૨૨
એવાને એક પુત્રી હોય, વંઝા નવ કહે તેને કોય;
દાશ ઇચ્છાથી ઉલટું કરે, અવળા થઇ અવનીમાં ફરે. ૧૨૩
કોઇની માએ જન્મ્યો નથી, સત્ય વાતતો કહુંછું કથી;
નારી વાત આ ચિત્તમાં ધરો, આવા વ્હેમો દુરજ કરો. ૧૨૪
માટે માનો મારો બોધ, કહ્યું કરીને મે તો શોધ;
વળી વિસ્તારૂં ત્રીજી વાત, સાંભળ નારી તું શાક્ષાત. ૧૨૫

## વ્હેમ ૨ જો.

### દોહરા.

ભૂત ધુણે જે બામની, સાંભળ તેની વાત;
પ્રથમ હું ઝાઝા કરૂં, કરવા તુજ પ્રખ્યાત. ૧૨૬
વૃદ્ધ વણિક અત્રે વસે, તારાચંદજ નામ;
પતિ ચચંળા તેહની, સારાં જેનાં કામ. ૧૨૭
શીખામણદે સર્વને, આપ તજાવી ખોડ;
એક હવે એવી નથી, જોતાં એની જોડ. ૧૨૮

તાપીદા તન તેયનો, પ્યારો મારો મીત્ર;
બાળસ્નેહી બંધવ હતો, રમતાં રમત વિચીત્ર. ૧૨૯
અરે પ્રણુવ્યો પ્રેમથી, લાવ્યા કન્યા ઘેર;
માણુક નામ કન્યા તણું, કહું તેની હું પેર. ૧૩૦
નહી રૂપ ડાપણ કશું, અવળ ચંડીવણ પાર;
કહ્યું ન માને કંથનું, જાણે હું સરદાર. ૧૩૧
ડોશી કહે તે નવ કરે, સામા બોલે બોલ;
નારાએ સસરા તણો, નારી એક તોલ. ૧૩૨
સગાં સબંધી કોઇની, નવ કરતી એ ટેળ;
કુલટા નારી ત્યાં વસે, તે શું રાખે મેળ. ૧૩૩
એક દીવસ નિજ ઘર વીશે, લઢી સાસુની સાથ;
ટુંકારા તેને કર્યા, કરી લાંબા બેઉ હાથ. ૧૩૪
રોસે આવી બારણે, બડબડ બોલે બોલ;
શાણા સમજી મન વિશે, કીધો એનો તોલ. ૧૩૫
જઇ કુલટા પાસે પછી, બેઠી તેને ત્યાંય;
ભુડાં બોલી સાસુ તણા, કસર ન રાખી કાંય. ૧૩૬
માણુક સમજાવું તને, સઘળાં કબજે થાય;
વરતીરે સાસુ વળી, તારૂં આયું ગાય. ૧૩૭
સઘળું મનમાં રાખજે, રખે કોઇને કેય;
સારૂં કરવા તાહરૂં, મન ઇચ્છુંછું તેય. ૧૩૮
ખૂણે ઢાળી ખાટલો, સૂજે તાણી સોડ;
ચરણ હસ્તજ પછાડજે, થતાં હોયની તોડ. ૧૩૯
બોલાવે ના બોલતી, અરે બાપ મુખ ભાખ;

અચાનક તો ઉઠીને, જબરી ચીસો નાંખ્ય. ૧૪૦
ધૂણાવે તો ધૂણજે, બકજે જેમ બકાય;
એવા એ નાદાનને, છોને અચંબો થાય. ૧૪૧
જા અહીંથી જ્યારે કહે, ત્યારે વદજે મૂખ;
માણુક જે ના કુબવે, પૂરણ આપે સૂખ. ૧૪૨
એમ વચન માગ્યા પછી, કરજે ધૂણવું બંધ;
તારે આપે જીતશો, કરશો એવા ફંદ. ૧૪૩
માણુક કહે માની ખરે, તરત કરૂં હું તેમ;
ઉઠીને ઉતાવળી, ચાલી ઘેરજ એ. ૧૪૪
એણે જઇ એવું કર્યું, નાજ લગાડી વાર;
રડે કુટે છાતી વળી, કરે ન મૂખ ઉચ્ચાર. ૧૪૫
ખાવાનું ના ખાયને, આપ પછાડે અંગ;
અબળા નબળી જાણવી, કરે સુખનો ભંગ. ૧૪૬
વળતી સગાં સહુ કોઇને, જુગતે થઇછે જાણ;
જોવા આવ્યાં જરૂર તે, કરતાં વહુ વખાણ. ૧૪૭
સગાં ચંચળાને કહે, ચેટક દીસે કાંય;
ઉતાર તેપર વાળીને, મૂકો ચકલું જ્યાંય. ૧૪૮
લાવો દાણાં* વાળીએ, જાય જતીની પાસ;
નક્કી એતો જોઇને, કરશે સર્વ પ્રકાશ. ૧૪૯
બોલાવીને લાવજો, નજરે જોવે નેટ;
ટોળાં લો જોવા મળી, અમથાં કુટે પેટ. ૧૫૦

---

* ઘઉંના તથા અડદના દાણા લઇ તેમાં કાંકરી મીઠું, માટીનું ઢેપુ લોઢાનો ખૂટો નાંખી માંદાપર વાળવા તે.

સુણી આવાં વેણને, તારાચંદજ તર્ત;
જેષ્ટીકા કરમાં ગ્રહી, ચાલ્યા એકી સર્ત. ૧૫૧
મનમાં એમ વિચારતાં, થાજો એનું મોત;
મળી ન હોત કુભારજા, દુઃખ સ્વપ્ને કેમ જોત. ૧૫૨
એમ કરતાં આવીયો, રત્નવિજય મુકામ;
કરગરી કહે પધારશો, આપે મારે ધામ. ૧૫૩
કામ પડ્યુંછે આપનું, દયા કરો મહારાજ;
વહુ એ તાપીદાસની, તે માંદીછે આજ. ૧૫૪
વચન સાંભળી વૃદ્ધના, રત્નવિજય તે કાળ;
આવી ઘર આગળ અને, જોયો તેનો તાલ. ૧૫૫
દાંણા જોતાં દાખવ્યું, સાંભળ આણી પ્યાર;
ઘણું શિકોતરૂં અંગમાં, એનામાં નિરધાર. ૧૫૬
આવ્યુંછે એ વાટથી, દેછે એને દુઃખ;
ઝાઝું ટકશે અંગમાં, જશે પ્રજાનું સુખ. ૧૫૭
થશે પ્રજા તો મારશે, જબરો કરશે કોપ;
ગોરજીએ પણ ત્યાં પછી, આશા દીવો ઓપ. ૧૫૮
કાલાવાલા ત્યાં કરે, મળી સંબંધી સાથ;
એ નારીને તો તમે, આપી ઝાલી હાથ. ૧૫૯
અરજ સાંભળી એટલી, વદ્યા ગોરજી વેણ;
સીંદુર શીફળને વળી, સુણજો મારૂં કેણ. ૧૬૦
અરાડ હાથનું ઓપતું, શ્વેત વસ્ત્ર તો એક;
નાડાછડીને કાંસકી, આરશી લાવો નેક. ૧૬૧
લીંબુ લાયક લાવજો, કાંચળી કેરો ખંડ;

એ લાવી આગળ ધરો, દેશ હું એને દંડ. ૧૬૨
કહ્યા પ્રમાણે લાવીયા; તારાચંદ તમામ;
દીપક દશ પ્રકટાવીયા, ગોરજીએ તે ઠામ. ૧૬૩
લીંબુ કાપી ચુસીયાં, કીધો ભારે ધૂપ;
ચોકી મૂકી એ દેવની, નાસે ના એ ભૂત. ૧૬૪
સીંદુર કેરા સાથીઆ, કાઢ્યા તેણીવાર;
મંગાવીને માટલી, મૂકી ત્યાં નિરધાર. ૧૬૫
કંકુ કાજળ કાંસકી, નાડાછડિ તો સાર;
શ્રીફળ ફોફળ અર્ધને, ઉતારી તેવાર. ૧૬૬
સવા રૂપીઓ રોકડો, લઇને રાખ્યો પાસ;
વસ્ત્રજ પોતે રાખીને, તજવીજ કીધી ખાસ. ૧૬૭
લટ ઝાલી નારી તણી, ખૂંખારીને ખૂબ;
બોલ્ય કેમ તું આવીછે, અહીં ભોગવવા સુખ. ૧૬૮
કોણ નામને ઠામછે, થી તારીછે જાત;
બોલ્ય નહીં તો બાળુ ખરે, સાચી મારી વાત. ૧૬૯
એમ કહીને મારિયા, ગડદા પાટુ આપ;
શીદ શંખણી આવી હતી, ભોગવે તારાં પાપ. ૧૭૦
બોલ બોલને બોલતું, જે જોયે તે માગ્ય;
લે જોયે તે માગીને, જલદી અહીંથી ભાગ્ય. ૧૭૧
તોય નામ દેતી નથી, ખૂબ ધુણેછે ત્યાંય;
ઉંદરને વિષ્ટા‡ તણી, દીધી ધુણી જ્યાંય. ૧૭૨
અકળાઇ બોલી બોલ તે, જરૂર અહીંથી જઇશ;

‡ તરાની.

નામ ઠામને જાણતો, મુખ થકી નવ કહીશ. ૧૭૩
જાવાદો હવે મને, મૂકો મારી લટ;
પગેજ લાગું આપને, જાવા દ્યોની ઝટ. ૧૭૪
માણેકને તો આજથી, રખે ડુભવો કોઇ;
જો ડુભવશો એહને, લેજો વળતી જોઈ. ૧૭૫
જો ડોશી તું આજથી, એને દુઃખજ દઇશ;
લાકડવાય લાડનો, હુંજ પ્રાણ તો લઇશ. ૧૭૬
સુખી થવા ઇચ્છો તમો, તોતો ડરજો આપ;
વળી આવી તો જાણજો, મળશે સઘળાં પાપ. ૧૭૭
વળતી પાણી માગીયું, પીવા કેરે કાજ;
અંગ થકી એતો ગયું, સુણજો સર્વ સમાજ. ૧૭૮
ઉતારેલો માટલી, જઇ શીમાડા માંય;
ખાડો ઊંડો ખોદીને, દાટી તેને ત્યાંય. ૧૭૯
સાંભળ પ્યારી માયરી, ઢુંગ ઘણા જગમાંય;
સમજ્યાવિણ એતો સદા, સત્ય ન માનતિ કાંય ૧૮૦
અંગ કદી ભારે બને, કળતર ઝાઝું થાય;
શોર દુઃખે જો સાંમઠુ, બાળાં ભૂવા ચાય. ૧૮૧
દાંત બંધ તો થાયછે, વળી ચક્ષુના* રોગ;
સ્વપને કૈંક ઝાઝા થએ, સમજી મનમાં જોગ. ૧૮૨
વળી વાયુના રોગથી, અંગ ઉપાધી થાય;
એ ઔષધ કરવા થકી, રોગ નહીં તો જાય. ૧૮૩

---

*આંખ્યો મીચી વ. ઉઘાડી છતાં નાના પ્રકારના વિ-ચોત્ર માણસ વસ્તુ વીગેરે દેખાયછે તે.

ભુત પ્રેતના વ્હેમથી, તમે ન કદી ભરમાવ;
રૂપશંકર આ સમજવા, રૂડો દીસે દાવ. ૧૮૪

# વ્હેમ ૪ થો.

## ચોપાઇ.

પડે મનુષ્ય માંદા કોય, સમજી લેજો આપે સોય;
નજર બાંધવા તતપર થાય, મટવા મન માંદાને ચાય. ૧૮૫
ધાતુ પાત્ર કે માટીનું ઠામ, લાવી કરે નજરનું કામ;
હસવા સરખી એતો વાત, સાંભળજો આતે સાક્ષાત. ૧૮૬

## દોહરા.

થાળીને વળી વાટકી, મીઠા મરચા સાથ;
જળ લોટી જુક્તે ભરી, છાણું લેછે હાથ. ૧૮૭
માંદાના મુખ ઉપરે, ઢાંકે વસ્ત્રજ એક;
ચોરાને ચકલા તણું, વાટ્ય ઘાટનું નેક. ૧૮૮
આજ થકી હવે તમે, જાજો સમુદ્રપાર;
એ પછી વળતું શું કરે, કહુછું તે નિરધાર. ૧૮૯
થાળી મધ્યે અગ્ની ધરી, મીઠું મરચું જેય;
નાંખી અગ્ની ઉપરે, ઢાંકી વાડકી તેય. ૧૯૦
તે ઉપર છાંટે ખરે, ઉદકને વળી છાણ;
એથી ચોંટે વાડકી, જાણો આપ અજાણ. ૧૯૧
વાંકી ચુકી હોય તો, ના ચોંટે નિરધાર;
એમાં નહી અચરત કશું, આપ વિચારો પાર. ૧૯૨
કાષ્ટ ધાતુ પથર તણી, જેજે વસ્તુ હોય;
તેપર તો પ્રીતે કરી, નજર ઉતારો સોય. ૧૯૩

નકી એતો ચોટશે, વગર ઉતારે તોય;
નીહાળો આંખે કરી, ધરો ન સંશય કોય. ૧૯૪
ખરૂજ ઓસડ ખાંતથી, દો દરદીને આપ;
જેથી ટળશે તન થકી, રોગ તણો કાંઇ તાપ. ૧૯૫
સાંભળજો સર્વે મળી, આ ભાષણનો સાર;
વ્હેમ તજો વીરા તમે, વદુ હું વારંવાર. ૧૯૬

## વ્હેમ ૯ મો.

### ચોપાઇ.

કમળો એવા નામે રોગ, સાંભળવાનો છે આ જોગ;
પ્રગટે જેની કાયામાંય, તેને કષ્ટજ દેછે ત્યાંય. ૧૯૭
જરણુ કળે ને પીળો થાય, રંગ અંગ થકી તો જાય;
જ્યારે કમળો જુગ્તે કરી, બીજી વાતો મૂકે પરી. ૧૯૮
ધાતુ વાસણ કરમાં ધરે, જળથી એતો તેને ભરે;
સોયો નાંખી તેની માંય, ઘરથી રોગી ચાલ્યો ત્યાંય. ૧૯૯
મંત્ર જાણનાર પાસે જઈ, મુખ થકી તો વાતજ કહી;
આજીજી ઝઝેરી કરે, રોગી જાણે રોગજ હરે. ૨૦૦
વદેજ રોગ તમારો જશે, લઈ સોયોને મૂખપર ઘશે;
હમેશાં અહીં આવો તમો, કમળો ઉતારીશું અમો. ૨૦૧

### દોહરા.

પાછી સોયો જળ વિશે, નાંખે તેણી વાર;
ધાતુ વાસણ લઇને, આવેજ આપ દ્વાર. ૨૦૨
દીન ઉગતાં આપે વળી, દોડે એ નિરધાર;
મંત્રનાર મુખથી ભણે, જાગ્યો જળમાં પાર. ૨૦૩

પાણી આ પીળું થયું, ઝર્યો તમારો રોગ;
હમેશાં અહીં આવવા, રાખો આવો જોગ. ૨૦૪
પીળું એ શાથી થયું, સમજે નહીં ગમાર;
કારણ એવાં જોઇને, કરજો આપ વિચાર. ૨૦૫
કહું છું એ કારણ નકી, સમજોને સાક્ષાત;
સોપો એ જળમાં પડી, રહી રાતની રાત. ૨૦૬
કાટ ઉતર્યો તેહનો, પીળો રંગ પ્રમાણ;
નિશ્ચે આપ કરી જુવો, થાશો જેથી જાણ. ૨૦૭
કહ્યું ન માને માનવી, મૂરખ જેની જાત;
સવળું તો સમજે નહીં, અવળી કરશે વાત. ૨૦૮
વ્હેમ વિશે આપે પડે, વાધે વધતો રોગ;
પીડા પામે એ ઘણી, ઝાઝા મળશે ભોગ. ૨૦૯
અંતે ઔષદ જઈ કરે, ડાહ્યા જનની પાસ;
મટશે કે મરશે પછી, શી જીવ્યાની આશ. ૨૧૦
માટે દેશી માહરા, તજી વ્હેમની વાત;
ઔષદ તો રૂડાં કરો, સુધરે જેથી જાત. ૨૧૧

## વ્હેમ ૬ ઠો.

### છપ્પો.

કરડે કોને સાપ, જન સૌ ટોળે થાય;
મૂકી ઘરના કાજ, જન સબંધી સર્વે ધાય.
કરે ઘણાં કલપાંત, આંખેથી આંસુ ઝરતાં;
વિસ્તારી કઈ વાત, આપ ડાહ્યાં થઈ ફરતાં.
કોઈ વદે પૂર્વજ અને, કોઈ કહે ઘર માલિક હશે;

એતો કાળ નકી કરે, અરે શું એનું હવે થશે. ૨૧૨
લ્યો ઉતરાવા કાજ, વાર ઝાઝી નવ કરશો;
છે ઉસ્તાદો આજ, નહીં ડીલથી ડરશો.
ક્ષણમાં સઘળું ઝેર, ઝપાટા બંધ ઉતારે;
નહીં લાગે કંઈ દેર, મંત્ર ભણ્યોછે ભારે.
ઝટપટ ચાલો ત્યાં તમે, માની સાચી વાતને;
વાર કરતાં વાધે ઘણું, સમજો કહુછું આપને. ૨૧૩
એમ લગાડી વાર, પછી ઉતરાવા જાશે;
કે પુરૂષને નાર, મળી સૌકો ત્યાં ધાશે.
ઉતારનારને ઘેર, વાત સઘળી જઈ કરશે;
રૂડી રાખી પેર, વચન એ મુખથી વાશે.
જરૂર જળને લાવો તમે, કુંભ કોરા વિશે ભરી;
વળી વેહેલાં લઈ આવજો,વખત તો વહી જાશે ખરી.૨૧૪
આવે જળ જે વાર, મંત્રનાર પોતે ઉઠે;
લઈ લીંમડાની પત્ર, જળ જુગ્તેથી છાંટે.
હોઠ ફફડાવી આપ, મંત્રતો મુખથી ભાખે;
જાણી મંત્ર પ્રતાપ, આપ યુકતી તો દાખે.
પછી સર્પ કરડનારનાં, ચક્ષુ વિશે જળ છાંટશે;
બોલ્ય બોલ્ય મુખથી કહે, વાર વાર એમ ભાંખશે. ૨૧૫
ખુબ કરીને જોર, સોર ત્યાં ઝાઝો કરશે;
ઘડીજ પળને પોર, બોલ્ય બોલ્ય મૂખે વદશે.
ગભરાવે કે એમ, ઉતારનારજ થાશે;
કશો ન રાખી નેમ, કરે પછી આપ ઊચારો.

નામ દેઈ જાડું ખરે, બોલે મન ગમતું પછે;
વ્હેમીના મન વિશે વળી, વાત એતો નકી વશે. ૨૧૬
ઝેર તણુંજ કંઈ જોર, મનમાંજ વ્હેમ વસેલો;
દેખી ભારે દુઃખ, આપ ગભરાઇ ગએલો;
ફોગટ બોલી બોલ, લવન તે ઝાંઝું કરશે;
વગર કરે કંઈ તોલ, ચીત્તમાં વ્હેમી ધરશે;
સજન સાંભળી આ તમે, જરૂર તજો સૌ વ્હેમને;
સત્ય ઉપાય શોધી કરો, કંઈ રાખી રૂડા નેમને. ૨૧૭

કેટલાક લોક કહેછે કે સર્પ કરડનારને ઉતારનાર પાસે લઈ જઈ ઉતરાવીએ છીએ, ત્યારે શાથી ઉતરે છે. તેમને કહેવાનું કે ત્યારે કેટલાક લોકને ઉતરાવીએ છીએ. ને મરી જાયછે. તેનું શું કારણ. ત્યારે તો કહેશે કે નિમિત કાળ આવી પહોંચ્યું તો ઉતારવું એ સાચું. શા કારણથી કહી શકીએ. આપણા લોકમાં સર્પ કરડે ત્યારે ઉતારવા લઈ જવાનો રીવાજ છે, પણ ઢેડ લોકમાં કોઇને સર્પ કરડે છે, ત્યારે ઉતારવા નહી લઇ જતાં તુળશીક્યારા આગળ સુવાડેછે ને પછી ઓસડ વકરી પરમેશ્વરનું સ્મરણ કર્યા કરેછે તેથી તેમને ઉતરી જાય છે. ને કેટલાક મરી જતા હશે, તે પણ આપણાં કરતાં એ લોક પણ સમજુ જણાય છે. તેમા શક નહી.

## વ્હેમ ૭ મો.

### દોહરો.

કરડે વીંછી કોઇને, તે ઉતરાવા જાય;

તજી ખરા ઉપાયને, આપે દુઃખીઓ થાય. ૨૧૮
કરડ્યો વિંછી જેહને, કરતો મૂખ પોકાર;
ઉતારનારને આંગણે, જઈ બેસે નિરધાર. ૨૧૯
આવે ઉતારનાર ત્યાં, લાવી પોતે રાખ;
ડંખ થકી આગળ વળી, ભભરાવી જે ખાખ. ૨૨૦
મારે ટપલા જોરથી, ફફડાવે કંઇ હોઠ;
ઘણાં બગાસાં ખાય તે, ભારે જણાવે યોગ્ય. ૨૨૧
એથી કાંઇ ઉલટું કરે, બીજા બીજી રીત;
દર્શાવું તમ આગળે, સુણજો રાખી પ્રીત. ૨૨૨
કરડે વિંછી જેહને, જબરી ઘાલે ગાંઠ્ય;
વસ્ત્ર થકી તે ઉપરે, જતિશ્ચ પડિયાં હય. ૨૨૩
પકડ્યા પકડ્યા મૂખ કહે, પકડાવી પરપાસ;
સુણતાં જોતાં સર્વને, ઉપજે ઉરમાં હાસ. ૨૨૪
ઘણાજન બાયુ ગ્રહે, માણસ માપ પ્રમાણ;
મંત્ર ભણી કાપે વળી, જાણે સર્વ અજાણ. ૨૨૫
એક થકી નવ ઉતરે, દોડે બીજા પાસ;
બીજાથી નહી ઉતરે, કરે ત્રીજાના આસ. ૨૨૬
વહેમી જન તો આથડે, કહ્યું ન ધરશે કાન;
જાદુ જૂઠા મંત્રને, આપી ઝાઝુ માન. ૨૨૭

## વ્હેમ ૮ મો.

### દોહરા.

ઘણાં કેરાં લીબુ તણાં, કરે અથાણાં કોય;
શાક ભાજી જો નવ ચડે, વારજ લાગે સોય. ૨૨૮

દુધ ફાટે દોહ્યા પછી, બગડે કાંઈ દુધપાક;
જોવાથી એ જરૂર તે, દીસે એમ અથાક. ૨૨૯
એવા વ્હેમજ લાવીને, વદેજ વ્હેમી લોક;
પડછાયો ભૂંડો પડ્યો, બગડ્યો એથી નાક. ૨૩૦
નીચ નજર લાગી હશે, શાક ન ચડીયું લેશ;
આજ રસોઇ તણો ખરે, બન્યો પાકના એશ. ૨૩૧
એમ કહી ગાળો વદે, વ્હેમીનો એ ચાલ;
ખોડ ન ખોળે આપની, એવાં એ ચંડાળ. ૨૩૨
કર કેળવણી કામની, મન આણીને ખાંત;
એતો નવ બગડે પછી, રએ રાખતા ભ્રાંત. ૨૩૩
કૈંરતવા ને ગૂમડાં, જઈ ઊંજાવે યાર;
ફૂકાવે ફોગટ કરે, ઘરડી ડોશી પાસ. ૨૩૪
*ધાત ખાવતાં લોક કંઈ, એવા વ્હેમ અધિક;
મૂખ્ય મૂખ્ય કઈ વાર્ણીયા, મેં બતલાવ્યા ઠીક. ૨૩૫
સમજી સૌ કથા થકી, નિશ્ચે મારા નાથ;
હવે ન એ ઇચ્છા કરૂં, કહું છું જોડી હાથ. ૨૩૬
ખરે બતાવ્યો ભેલ તો, જેથી નાસે વ્હેમ;
ભોળપણું ભાગી જશે, સાચા પળશે નેમ. ૨૩૭
કપટી કળાશે સર્વનું, પકડાશે પાખંડ;
નવ માનું કપટી તણાં, હવે થકી હું ફંદ. ૨૩૮
સાંભળ પ્યારી માયરી, ખરા બતાવું એન;
તેથી સુધારા તણી, જબરી જામે રેલ. ૨૩૯

---

*ધીપળાના પત્રા ઉપર મંત્ર લખી ચૂલા ઉપર બંધાવેછે.

# વ્હેમ ૯ મો.

## કુંવાડીઆનાં બીયાં આખાં કરવા વિશે.

કુંવાડીઆની લીલી સીંગો બીયાંવાળી લાવીને મહીથી બીયાં કાઢી તેમાંથી દસબાર બી લઈ ધૂતારા લોક દાંતમાં ઘાલી અડધાં અડધાં કાપી નાંખેછે. ને પછી તે આખાં કરી બતાવેછે. તેનું કારણ એછે જે એક બીયાંના બે ભાગ કરેલા હોયછે. તો તેમાંથી એક ભાગ બહાર કાઢી નાંખેછે ને એક ભાગ મોંમાં રેવા દેછે.તેને બદલે એક બી આખું મોંમાં રાખી તેને બદલે પેલા મોમાં નાખેલા કડકા કહાડી બતાવી નાંખેદેછે. એમ અનુક્રમે આખું બી મોંમાં લેતો જાય ને કડાકા બતાવતો જાય, પછી કહેછે કે જુવો ઈલમના જોરથી આખા થઈ ગયા.

# વ્હેમ ૧૦ મો.

## ચોખા ખઈ જઈ આખા કરી ઉડાડવા વિશે.

ચોખાના દાણા પાંચ આખા અણીસુધ લઈ મોંમાં નાંખી ચાવેછે તે મધથી ચોખાનો એક દાણો મોંમાં સંતાડી રાખી બાકીના ચારનો લોટ બધાને બતાવેછે. ને પછી કેહેછે કે જુવો આખા કરી ઉડાડી દેઉં એમ કહી જમીનપર લૂગડું પાથરી પાંચ આંગળાં મુકી પેલો મોંઢામેનો એકનોએક દાણો, ચપટીમાં લઈ આંગળાં તળે દાબતો હોય એમ બતાવેછે. ને તરત મોંઢામાં મુકે. એમ પાંચ વખત કરીને કેહેછે.કે જુવો હવે ઉડાડી દેઉં.પછી આંગળાં ઊંચાં કરે તો કંઇ મળે નહીં.

## વ્હેમ ૧૧ મો.

### કંકુનું કાજળ કરવા વિશે.

કંકુમાં ચુનો અગર આરો મેળવીએ તો તો તરત લાલાશ મટીને કાળો રંગ થઇ જશે.

## વ્હેમ ૧૨ મો.

### ચાળણીમાં લોટો ભરી ઉંધો વાળી પાણી ન નીકળવા વિશે.

તાંબાની અગર પીતળની ચાળણી લેવી. ને પાણીનો લોટો ભરેલો હોય. તે તેમાં જાળવીને ઉંધો પાડવો. ઉંધો પડતાં થોડું ઘણું પાણી જશે, ને બાકીનું પાણી એમનું એમ ભળી રહેશે.

## વ્હેમ ૧૩ મો.

### હાથેળીમાંથી માતા દેખાડવા વિશે.

હથેળીમાં પ્રથમથી ગુંદરના પાણીથી તથા ગુંદરના રસથી ખરસાંડી આકડાનાં દુધથી સાથીઓ તથા તરસુલ કાઢી મુકેછે. તે દેખાતાં નથી પણ હાથેળી કંકુમાં ડાબે એટલે તરત તેણે કંકુ ચોટી જાય. ને તરસુલ સાથીઆનો આકાર બરોબર જણાય. તેથી ભોળા લોક બરમાઇને કેશે કે ફલાંણે હાથેળીમાં માતા દેખાડી.

## વ્હેમ ૧૪ મો.

### આંખમાં શલેકડું ઘાલવા વિશે.

જુવારના પાતળા શરીયાના બે કકડા કરે તેમાં એક

અદ આંગળી ને બીજો ચાર પાંચ આંગળનો મેટો રાખે તે આંખમાં ઘાલતી વખત આંખ ઉપર આડો હાથ રાખે છે, તેમાં આંખમાં ઘાલેછે એમ દેખાડી તેમાં ઘાલીદે ને જે નાનો કડકો હોય તે આંખના ખુણામાં નાસકોરા આગળ ઘાલેછે. એટલે બધાંના સમજવામાં આવે કે આટલો બધો સરીઓ આંખમાં ઘાલી દીધો. ને કહાડે ત્યારે પાછો નાનો કડકો હડફે કરી મોટો બતાવે.

## વ્હેમ ૧૫ મો.

### મીઠળ ઉછળવા વિશે.

સુકું મીઢળ લાવીને તેને કોચી તેમાં સુરોખાર વાલ ૨ તથા ગંધક વાલ ૧ એ બંને વાટી મીઢળમાં ભરવું. પછી દીવેટ સળગાવી તેમાં ઘાલી તુરત મેણ વિગેરેનો દાટો દેવો તેથી એ કુદશે.

## વ્હેમ ૧૬ મો.

### તુમડી ચલાવવા વિશે.

સુકી તુમડી લાવી તેને મોઢું કરી ગરભ કાઢી નાંખી તેની અંદર સુકળાં ભરવાં (સુકળાં એટલે એતરને છેડે કાળા વાળ જેવા જાડાશપર થાયછે તે) ને તેમાં અધોળને આશરે પાંણી છાંટી મોઢું બંધ કરવું તેથી તે ઉછળશે.

## વ્હેમ ૧૭ મો.

### તુમડીમાં સળીઓ ઘાલવા વિશે.

એક તુમડુ લાવી તેના નીચલા ભાગમાં ઝીણી સળીઓ

જાય તેવું છીદ્ર પાડવું, ને પછી ત્યાં આંગળી રાખી તુમ-મડાને પાણીથી બરોબર ભરી તે ઉપર મજબૂત વા ના પેસે તેવો ડાટો મારવો પછી પેલી છીદ્ર આગળની આંગળી લઇ લેવી એટલે ત્યાંથી પાણી જશે નહી ને ચચાર આં-ગળની સળીઓ કરી મૂકી હોય તે લઇ છીદ્ર આગળ અ-ડકાડવી એટલે સળી તુમડાની અંદર જતી રહેશે.

## હ્હેમ ૨૮ મો.

### લીલા પીળા ધોળા રંગના પરપોટા વિશે.

એક વાસણમાં સાબુનું પાણી કરી ધંતુરાનો ફુકો અ-ગર એવી બીજી વસ્તુ ધંતુરાનો ફૂકો લાવી તેનો આગલો ભાગ ખુબ મસળી તે ભાગ સાબુના પાણીમાં બોળી તેને મોઢાવતી ખુબ ચુસી પછે ફૂકવું એટલે ચમતકારી પર-પોટા નિકળેશે.

## હ્હેમ ૨૯ મો.

### કાંકરા સળગાવી પાણીમાં નાંખવા વિશે.

તપેલામાં પાણી ભરવું આરતી કપુરના ચકતાં લઇ તેના ઉપર ડીકરાનાં રંગ જેપોજ રંગ ચડાવવો, કાળાં ડીકરાં હોય તોકપૂર ઉપર કાળો રંગ કોયલાનો ચડાવવો, લાલ હોય તો રમચીનો રંગ ચોપડવો, આગમચથી કરી રાખવું પણ કો-ઇના જાણ્યામાં ન આવે તે રીતે કાંકરા ભેગા કપૂરના કા-કરા ભેળવવા પછી સળગાવવા તે કપૂરના સળગતા ઉપર રહેશે ને બીજા તળે બેસશે.

## ખેલ ૨૦ મો.

**માટીનું લોબાન તથા ગુગળ કરી ધુપ દેવા વિશે.**

પોતાની પાસે લોબાન તથા ગુગળની ઝીણી કાંકરીઓ કરી રાખી મુકેલી હોય તે સરત ચુકાવી માટીની કાંકરી બેગુ મેળવીદે ને પછી દેવતામાં રાખે એટલે માટી પડી રહે ને લોબાન કે ગુગળ નાંખ્યો હોય તેનો વાસ આવે.

## ખેલ ૨૧ મો.

**માટીનો લખોટો કહ્યા પ્રમાણે ઉતારવા વિશે.**

માટીનો લખોટો કરી સુકાવા દઈ તેમાં છીદ્ર પાડવું ને તેમાં માય તેમ કાચા સુતરનાં તાંતણાં એકઠા કરવા વળ દીધા શીવાય તે તેમાં પરોવવો. તે દોરડા અંગુઠાથી તે ઉભા થતાં હાથ સુધી પહોચે. પછી તે સકત ઝાલવાથી કેવા પ્રમાણે ઉતરે છે નરમ ઝાલવાથી અટકે છે. પણ ઉંચે ચઢી શકતો નથી.

## ખેલ ૨૨ મો.

**ઘડામાંથી એની મેળે પાણી બહાર નિકળવા વિશે.**

ઘડામાં પાણી ભરી એક વાંકી ભૂંગળી તેમાંનો એક ભાગ પાણીમાં મૂકવો ને બીજો ભાગ બહાર રાખવો ને તે બહાર રહેલા ભાગને મોંમાં ઘાલી વા વડે ખેંચવી પછી મોકુ લઇ લેવું. તેથી ઘડાનું પાણી બહાર નિકળી એની મેળે વેહેવા માંડશે.



## વ્હેમ ૨૩ મો.

ત્રંબક પાણી સાથે ઘસી અક્ષર કાગળ ઉપર લખીએ ને પછી તે દીવે ધરીએ તો વંચાય.

## વ્હેમ ૨૪ મો.

### કાગળમાં ભુત બતલાવવા વિશે.

લીંબુના રસથી કાગળ ઉપર ચિત્ર કહાડી તેને સુકાવાદે ને પછી અગની ઉપર ધરે તો રાતાશ ઉપર ચિત્ર ઉઠે એવા એમ ઠગ લોક કરી ભોળા ને વ્હેમી માણસને ઠગેછે.

## વ્હેમ ૨૫ મો.

ડુંગરીનો રસ, બીજું દુધ એથી અક્ષરો લખ્યા હોય તો સુકાયા પછી દેખાતા નથી ને દેવતા ઉપર ધરીએ તો દેખાય.

## વ્હેમ ૨૬ મો.

### કાગળ ઉપર કાળી પ્રંતમાં ચિત્રીને સફેદ કરવા વિશે.

ગોળના પાણીથી પ્રતમાં કાઢી સુકવી તેનાપર કાજળ ઘસવું. એટલે કાળું થઈ જશે, પછી તે ઉપર પાણી છાંટવું એટલે સફેત થશે.

## વ્હેમ ૨૭ મો.

### કાચા ઘડામાં પાણી ભરવા વિશે.

કુંભારને ત્યાંથી કાચો ઘડો ( પકવ્યા વનાનો ) લાવી

કુંવરના રસના સાત પટ દીજે પછી પાણી ભરે તો ઘડો બેસે નહી.

## ર્હેમ ૨૮ મો.

### પાણીમાં દીવો બાળવા વિશે.

રાળ, ટાંક ૧ કપૂર ટાંક ૧ રૂમાં વાટી દીવેટ કરી સળગાવી પાણીના કોડીઆમાં મુકે તો સળગે.

## ર્હેમ ૨૯ મો.

### પાણીનું દુધ કરવા વિશે.

એરંડીની કળીઓ ફોલી તેને વાટી માટીને કટોરે ચોપડી સુકવે પછી મહી પાણી રેડી હલાવે એટલે દુધ જેવું જણાય.

## ર્હેમ ૩૦ મો.

### લાલ ફુલના ધોળાં કરવા વિશે.

રાતાં કરણના ફુલને લાવી ભૂલીઆ ગંધકની ધુણી દે તો ધોળાં થાય.

## ર્હેમ ૩૧ મો.

### કાકડો શળગાવી તે ઉપર ભડકો કરવા વિશે.

ચીથરાંનો કાકડો કરી દીવિલમાં બોળી સળગાવે ને હાથમાં ઝાલે તેજ હાથની મૂઠીમાં રાળ વાટી ઝીણી કરી ઝાલેલી હોય તે ઉછાળે એટલે કાકડાને મળે એટલે તુરત ભડકો થાય.

---

૧ ગુંદરના પાણીથી તેમ બનેછે.

## વ્હેમ ૩૨ મો.

### ગુલાબનું ફૂલ ધોળું કરવા વિશે.

ગુલાબના ફુલને લાવી તેને ગંધકની ધુણી દે તો લાલ રંગ બદલાઇ ધોળો રંગ થાય.

## વ્હેમ ૩૩ મો.

### આંગળીમાંથી ગંગાજી કાઢવા વિશે.

રૂનું પુમડું ભેંસના દુધમાં આગળથી બોળી મુકવી રાખવું. તેને પછી પાણીમાં ભાજવી સારી રીતે બોળી કાનમાં ઘાલી રાખવું આ ખેલ કરનારને નખ મોટો રાખવો તે કાનમાંથી કોઈ ન જાણે તેમ આંગળીના નખમાં લઈ સામામાણસના આંગળી ઝાલી નીચોવે એટલે ગંગાજી નીકળે.

## વ્હેમ ૩૪ મો.

મોગરો અથવા ધોળી કરેણ ખડ ચંપાના પુષ્પ ધોળાં હોય તે લાલ કરવા વિશે.

ગંધકની ધુણી દેવાથીઉપરના ફુલ ધોળાંમટી લાલ થાયછે.

## વ્હેમ ૩૫ મો.

### લાલ થએલાં ને હતાં તેવાં કરવા વિશે.

ઉપરના ફૂલને ગોળની ધૂણી દીધાથી લાલ થએલાં પુષ્પ ધોળાં થશે.

## વ્હેમ ૩૬ મો.

### લીંબુ કુદેછે તે વિશે.

એક સુકુ લીંબુ લઇ તેમાં એક ઠેકાણે કાણું પાડી ગર્ભ

કહાડી નાંખી તે કાણાંમાં થઈ થોડોક પારો ભરવો.

પછી તે કાણું મીણ વગેરે વસ્તુ વડે બંધ કરવું પછી તે લીંબુ ભોંયપર મૂકી તેની પાછળ દીવા ધરવા તેથી અંદરનો પારો ઉકળી લીંબુ સપાટા બંધ દોડશે.

## ન્હેમ ૨૭ મો.

### વીંટી કુદવા વિશે.

એક ધાતુની પોલી વીંટી કરાવવી તેની અંદર પારો ભરવો, પછી તેનું કાણું મજબુત બંધ કરી પછી તે દેવતા ઉપર ઉની કરી જમીન ઉપર મૂકશો, તો તે ટાઢી પડતાં સુધી કુદ કુદ કરશે.

## ન્હેમ ૨૮ મો.

### લીંબુમાંથી ભૂતને કાપી લોહી કાઢવા વિશે.

સારો કાટ ચઢાવી નાની છરી લઇ કપાસ અગર રતન જોતના રસમાં સાત આઠ વખત બોળી બોળી સુકવવું પછી તે વતે લીંબુ કાપવું તેથી લાલ રંગનું પાણી થઇ જાય છે.

## ન્હેમ ૨૯ મો.

### દોરડે બાંધેલી વીંટી દોરડું બાળે તોએ ન પડવા વિશે.

સારી સુતરની પાતળી કઠણ દોરી કરી તેને મીઠાના પાણીમાં બોળી રાખી સુકવી સુકવી પછી તે દોરીએ વીંટી બાંધી દોરી સળગાવીએ ને દોરી સળગી રહે તોએ તે પડે નહીં.

## ઠેહેમ ૪૦ મો.

### દીવો ફરી હોલવી નાંખી અને એની મેળે પાછો પ્રગટ થાય.

ગંધકનો ભુકો રૂપઇયાભાર લેઈ માટીના વાસણમાં મૂકી દેવતા ઉપર પીગળાવીને રસ કરવો ને તેમાં અડધા રૂપૈયાભાર સુરોખાર નાંખવો. એ બંને એ વસ્તુ એક રસ થાય એટલે તેમાં રૂની દીવેટ કરીને બોળી દેવી. તે દીવેટ તેલના કોડીઆમાં મુકી સળગાવવી પછી તેને ઓલવી નાંખીએ તોપણ પાછી સળગી ઉઠેછે.

## ઠેહેમ ૪૧ મો.

લોટો ઊંધો પાડીને તે ઉપર લુગડું ખેંચી બાંધવું કે જેમાં વાપસરી શકે નહીં. ને તેના ઉપર દેવતા મુકી ફુંક મારીએ તોએ તે બળે નહીં. પણ જો લૂગડાને કરચાળી અગર નરમ બંધાયું હશે તો બળશે.

## ઠેહેમ ૪૨ મો.

### ભીત ઉપર ભૂત દેખાડવા વિશે.

ઓરડામાં કે પરશાળમાં ચુનો દેવડાવેલો હોય તેવી ભીત ઉપર ફાસફોર્સથી ચીત્રકાડેલું હોયતો રાત્રે ચમકતું જણાયછે.

## ઠેહેમ ૪૩ મો.

### કેટલીક વસ્તુ ઉડાવીને પાછી લાવે તે વિશે.

હાથ ચાળાકથી વીંટી વગેરે વસ્તુઓ ઉડાવે છે. તે પોતે શરત રાખી ઉડાઉવી વસ્તુ દુર નહીં રાખતાં પોતાની પાસે.

અગર સોબતમાં બેઠેલા હોય તેમની પાઘડીમાંથી અગર આપણને સમજ ન પડે તેમ પોતાની પાસે રાખેછે. તે પછી કાઢી બતાવેછે. સર્પ. વિછી. એવા વિગેરે કાંઈ તે પોતાની પાસે હોયછે. પાસે ન હોયતો કશુ નીકળે નહીં એથી મંત્ર કંઈ સમજવા નહી. પણ હસ્ત ક્રિયાથીજ થાયછે. અને એજ ચતુરાઈ છે.

દોહરા.

વહેમ દિલથી ટાળવા, બતલાવ્યા કંઈ ખેલ.
હવે દર્શાવું મંત્ર હું, સમજી લે મન સેલ.

વિંછીના મંત્ર

काळो विंछी करकर आव्वो मांहे पदम सांकळोआळो,
खा गया खड अगो गया मोर, उतर विंछी दंखछोड,॥१
मारो उतार्यो ना उतरे तो तेत्रीस क्रोड देवतानोंआण.
जोतुं ए पंडने पीडा करे, तो चामडोआ कूंडमां पडे.

સાધના, કાળી ચૌદને દીવસે લોબાનનો ધુપ દેઈ એ મંત્ર દશવાર જપવા. બીજો.

काळा विंछो कांकरीआळा, श्री पंख सोनानो नाग मारु
नागर्गा मारु विंछोको रांघु लोर, चढेतो मारु अहमद
पीरको दुवाइ. ઇત્યાદી. साधना.

ગુરૂવારે સાધવા માળા સોળ ફેરવવી લોબાનનો ધુપ. ઉપરના મંત્રો બોલતા જવું ને રાખ નાખી હાથની ટપલી મારતા જવું. એટલે ઉતરે. કેટલાક ઉતારનારા વિંછી કરડીને તેનું ઝેર ચડેલું હોય ત્યાં આગળ ઘુગરૂ બંધાવી પછીઆ

કહી જેમજેમ ઝેર ઉતરતું જાય તેમતેમ બુગડું ઉતરતું બં-
ધાયે. વળી કેટલાકનો એકથી સો શુધી ગણીને અને સોથી
એક શુધી ચડતાં ગણીને ઉતારે છે. તેના વેગમાં શુચાઇને
બાપડા કેટલીકવાર ખોટી થાયછે. માટે તેમને કરતાં ઇલમ
મળે તો તે કરવો અગર ડાકટર હોયતો ડાકટર પાસે લઇ
જવો. કે તરત ઉતરી જાયછે.

આ નિચેના ઉપાય પણ કામે લગાડશો તો તેથી પણ
ફાયદો પડશે. એમાંના કેટલાક ઉપાય હું કામે લગાડુંછું. તે-
થી ફાયદો થાયછે.

### વીછી ઉતારવાના ઓષધ. ૪૫

વિછી કરડ્યો હોય તે જડ્યો એથી ઓતરી તેનો કાંટો
કાઢવો એ ઘણું સરસ છે=જે સખસને વિછી કરડ્યો હોય
તેણે આકડાના પાકાં પાન (કાચાંથી પણ નભે) પાન લ-
ઈ તેનો રસ કાઢી નાશકોરાં વાટે ખુબ જોરથી સુંઘાડવો.
ને દીવસ હોયતો શુર્યનારાયણ સામું જોવડાવવું તેથી છીંકો
આવી તરત ઉતરી જશે. પણ એ ઉપાય ગર્ભવાળી સ્ત્રીને
ના કરવો. ચોખો લોબાન લઇ તેની ધુણી કરી મોંમા લઇ
વિછી કરડ્યો હોય તેના કાનમાં બે ત્રણ વાર ફુકવાથી ઉ-
તરેછે. બે ચાર દીવાસળી લઇ તેના માથાં ઓરશીઆપર
ઘસીને ચોપડવાથી પણ ફાયદો થાયછે. ઇત્યાદી.

### સાપના મંત્ર ૪૬

काळो नाग बख भर्यो बखे चांधी पाळ त्रांबा डंख ओगाळ
पजाइ लंका पजाइ मूलकर्कु खाया शुन खेतह नमाननां
आण उतर विख पोआला ना उतरे तो राजा अजेपाल-

नी आणः आण चूके तो उभो मूके. फलो मंत्र इश्वरीवाचा

आकासकी जोगणी पातालका नाग, चपटी धूळ मारू फळाणे के हाड हाड जइ लागे बेठो बेठो आरे नाआवे तो हनुमान केरी हाण वाचाथी चुके तो धोबीना कुंडमां पडे गुरू के स्कमारो फलो मंत्र इश्वरी वाचा.

સાધના. કોપરૂં, ખાંડ, ગોળ, ઘી, સમડી, એ સર્વ એકત્ર કરી ધુપ કરવો. કાળી ચૌદસને દિવસે ૨૧ માળા ફેરવવી. આ મંત્ર જાણનારે, મોગરી, વંતાક, પંડોળું, એવી વસ્તુ ના ખાવી. એ વચન અભંગેતો મંત્ર જુઠા પડે સર્પ કરડનારની આંખ્યમાં જળ છાંટી ઉપના મંત્ર બોલી ઉતારે તો. ઝેર ઉતરે.

ઉપાય ૪૭. ૧ સર્પ કરડે કે તુરત કરડેલી જગો કાપી નાખવી. ૨. સર્પ કરડે કે તુરત બાંધી દેવો. કે ઉપર લોહી સાથે મળે નહી. ઝેર ચુસી નાખે તો ફાયદો થાય.

૩ સર્પ કરડે કે તરત તે ઉપર ડામ દેવો. અગર બાળવો. ૪ ઘીપાવું. ને તેથી ઉલટી થાય પાપા કરવું. ખાંડ ફકાવવી પીછી. ઘો શુધાંનું ઝેર ખાંડ ફકાવવાથી ઉતરે.

૫ સાડોડી ધોળા વેલા જેવી જે વાડમાં વેલા થાય છે. તેનું મૂળ ઘસીને પાવું. બીજાં ઝેર ઉપર ઉપયોગીછે.

૬ લસણ ગાયના ઘીમાં વાટી દંખ ઉપર બાંધવું. આંમલસારો, ગંધકસારો ચોખો, બાળકના મુતરમાં ઘસી ચોપડવો. મરી પૈસા ૫ બાર ગાયના ઘીમાં રાખી ખાયતો ઝેર ઉતરે.

ॐनमो सतखंडकी नदी,नव खंडका मण। अधारे चलो लोइ कहु चले अवरण जातकुं नही गुरु सती साधवीकी आण दखो आपी आहार करे मकराभाइ बरु नकी सेजा चडे गोहत्या बाळतत्या स्त्रीहत्या ब्रह्महत्या ए चार हत्या मारे माथे चडे जो मारी मुठ पाछी पडे तो लुणी चमारका कुंडमां पडे, गुरुकी सक्त मारी लग्न.

સાધના—સમસાનમાં જઈ લોબાનનો ધુપ દેઈ નવસ્ના થઈ માળા ૨૨ વખત જપવી એમ કરવાથી માણસ મરી જવાના નથી. તથા ઝાડ સુકાવાના નથી એ તમારે ખાત્રી થી માનવું.

ઉપાય ૪૯. ઝાડના મૂળમાં હીંગ ગંધક વિગેરે પદાર્થ બાળવાથી સુકાઈ જાયછે. તેમજ માણસને કંઈ ખવરાવવામાં આવે તો સુકાઈ જાયછે. એવા મંત્રથી કાંઈ થતું નથી.

### આગીઆનો મંત્ર. ૫૦

ॐनमो आ देश गुरुकु आगोया वीरवैताळ पताल सवामण लोहीकी डाळ लोहका साकर वजरका गोळा राखे ठाकोरनाथ बाळा भोळा बळना घेर घेर घोर अंधारा लंकासा कोट समुद्रकी खइ नाजले तो वीरवैताळकी दुवाइ ढोंगलाइकी हुवाइ चलो मंत्र फट स्वाहा.

સાધના—દીન પ્રતે સવારે જાપ કરવા સવા પાશેર વડાં હોમવા એકવીસમે દીવસે સવાશેર વડાં તથા સવાશેર દારૂ હોમવો નિત્ય ટાંકબાર દારૂ હોમવો. ને એકવીસમે દીવશે કુંડ કરવો તેમાં હોમવો.

## સભા મોહની પર

संखा होली नमेत्रो देख महादेव पारवर्तीकी बोली, शोरपर बेठी चोरे जाय राजापर जो लागे पाय राजा बांधु राणी बांधु वाट बांधुं घाट बांधु चोरे बेठी सभा बांधुं अलवंता बलवंता पीर करंता फलांमंत्र इश्वरीवाचा वाचा चुके तो उभो सुके. इत्यादी.

સાધના—સવાશેરની કુલર નાગરવેલના પાન ૫ ધુપ લોબાનનો કાળી ચાૈદસને દીવશે સાધના કરવી. તે પાન તથા કુલર પોતે ખાઇ જવી. સભા જવું પડે ત્યારે મંત્ર સાતવાર ભણી પાનની બીડી કરી ખાઇને જવી.

## સ્ત્રી વશ કરવાની મોહની.

नारी सोपारी कामणगारी, मैं मंत्रीछे आदीतवारी: मारा हाथकी सोपारी खावे सो वर्सकी प्रीत बंधावे, मरे तो मसाणमां लोटे जीवे तो पगकी तळी चाटे चलो मंत्र इश्वरी वाचा वाचा चुके तो उभो सुके.

સાધના—મધુપાનનો પ્યાલો મંત્ર સાધતાં પાસે લાખવો ને તે ત્રણ વાટને चकले मेलो आवशे આદીતવારે સાધના કરવી. તેલનો દીવો કરવો. તે દીવે મેશ પાડવી તે ડેશ સાજાને પાલે વળગાડીએ તો વશ થાય.

**આદાશીસીનો મંત્ર.**

काळो चकलो चकचक करे धोळो चकलो वाय. हनुमानजोनो हाकवागे आदाशोशो जाय.

સાધના—કાળીચઉદશે અથવા ઘરણના ચોગે સાધવા. ધુપ ગુગળનો એ મંત્ર બોલી જે તરફ આદાશીશી ચડી હોય ત્યાં રાખની ચપટી ભરી ઘસ્યા કરવી. ઈત્યાદી.

ઉપાય—નવસાર વાલ ૧ ભાર, ગોળ વાલ ૧ ભાર, તેનો કસુંબો કરી સુંઘાડવાથી ફાયદો થાયછે. ગલકીના પાનનો રસ કાઢી સુંઘાડવાથી ફાયદો થાયછે, સિંધવ બેઆની પૂર તથા અરધા પૈસાભાર ઘી સુંઘાડવાથી પણ ઘણા દીવસની જબરી આદાશીશી હોય તે મટી જાયછે.

व्हेर मंत्र. सैसलतान हमोद कचोरमास अल्ला हाल मुनो सोखर फोई. इत्यादो.

સાધના—ધુપ લોબાનનો દશરામાં સાધવા ગુરજપાળી (છરી) સોપો વીગેરે શરીરમાં મારેછે. તેને ઉપરનો મંત્ર બોલી ધાર અણીએ દેહ મંતરવો.

आंशोइना मंत्र पप भीमको गदा अर्जनका बाण पोडा करंतो तारा गुरुनो आण.

લોબાનનો ધુપ દેઈ કાળીચઉદશે સાધવો. જે મણસને આંબોઈ ટળી હોય તેને પોતાના પેટ ઉપર હાથ ફેરવવો. ને મંત્ર ભણતા જવું, ને પછી મટે ત્યારે કુતરાને રોટલા નંખાવવા.

**કમળાના મંત્ર.**

पाळ उपर पाळ तेनो उपर पींपळानुं पांनु खरे ने कमळो जरे.

શાધના—લોબાનનો ધુપ. પાણીમાં સોયો બોળી કમળાવાળા માણસને મંત્ર ભણી ઘસવી ને તે સોય પાણીમાં રહેવા દેવી તેથી પાણી સવારે પીળું થઇ જાયછે.

**દોહરા.**

मंत्र दर्शाव्या मानुनो, यंत्र बतावुं जाण;

ए पण जुठा जाणजे, कहुं करो जळ खाण.

**યંત્ર.**

નીચેનો યંત્ર પીપળાના પાનમાં લખી તેલનો ધુપ દેઇ ગળે બાંધે તો તાવ જાય.



યંત્ર.

નીચેનો યંત્ર ભોજપત્રપર અષ્ટગંધે લખી પાસે રાખે તો ભરથાર વશ થાય. ધીનો ધુપ દેવો.

| ૩૬ | ૩૪ | ૨૨૨ | ૪૩૩ |
|---|---|---|---|
| ૪૮ | ૩૮૦ | ૩૬ | ૩૫ |
| ૩૬ | ૪૪૪ | ૩૩૪ | ૧૬૬ |
| ૮૪ | ૩૧૧ | ૪૮૦ | ૩૪૬ |
| ह्रीं | सादे | वदता | श्रह |

આ યંત્ર પાસે રાખે તો દ્રષ્ટી ના લાગે દ્રષ્ટીહરણ યંત્ર રવીવારે પુજા કીજે. નપચ પડચ ।।શ્રં।।

| ૩૦૮ | ૧૯ | ૩૧૬ |
|---|---|---|
| ૨૧૦ | યાર્ગા | ૫૧૬ |
| ૭૧૫ | ૬૧૯ | ૫૮૧ |

આ યંત્ર અષ્ટગંધે ભોજપત્રપર લખી તપાવીએ તો પરદેશી આવે સહી.

| ૫૨ | ૨૫ | ૧૮ | ૨૦ |
|---|---|---|---|
| ૨૧ | ૨।૩<br>૧૦ | યોગી<br>૫૩ | ૧।૧।૩<br>૮ |
| ૧૫ | ૧૮ | ૮ | ૧૧ |

યંત્ર.

યંત્ર ભોજપત્ર ઉપર અષ્ટગંધે લખી રવીવારે સગુર દસીય વાસે રાખે તો પ્રેત, મંછા, ભુતાદીકનાં ભય નહીં. સત્ય.



યંત્ર.

આ યંત્ર અષ્ટગંધે ભોજપત્ર રવીવારે કૃષ્નાં ચતુરદસી સોમવારે કુંવારી કન્યાના હાથના સુત્રથી વિંટીને પાસે રાખે તો સ્ત્રીને પુત્ર હોય.

| | | | | |
|---|---|---|---|---|
| श्रां | श्रां | | श्रां | श्रां |
| | | ह्री | | |
| श्रां | ह्रो | ह्रां | ह्रो | श्रां |
| ह्रां | ह्रां | ह्रीं | ह्रां | हो |
| श्री | श्री | ह्रे | हा | श्रां |
| | श्रां | क्रों | श्रां | |

આ યંત્ર અષ્ટગંધે ભોજપત્ર ઉપર લખીને પાસે રાખે તો લક્ષ્મી પ્રામી થાય. રવીવારે પુજા કીજે ગુગળનું ધુપ દીજે તો લક્ષ્મી પામે સહી.

आ यंत्र अष्ट गंधे लखी भोज पत्र ऊपर राख्या· रे देवदत्त लख्या छे त्यां परदेशीनुं नाम लखे तो तरत वियोगी परदेशी आवे सही·




एवा एवा यंत्रो घणा प्रकारना छे.

# વ્હેમ તજવાની ગરબી.

"જે કોઈ અંબિકા માતને આરાધશેરે લોલ" એ રાગ.

સુણો શીખવા વિવેક એક વાતડીરે લોલ,
છૂટે મૂર્ખ પણું છેક ખુલે છાતડીરે લોલ. ૧
ગુંથ્યા ગુણ ભરેલા ગ્રંથ ભણો ભાવથીરે લોલ,
પામો સ્ત્રી સતીના પંથ પ્રભાવથી રે લોલ. ૨
તજો વ્હેમ ભરી વાય વ્હેમીએ કહીરે લોલ,
ભૂત પ્રેતને પિસાચ સાચ છે નહીંરે લોલ. ૩
દોરા ચીઠી મંત્ર જંત્ર જૂઠ જાણજોરે લોલ,
આશા ટૂચકાના તંત્ર માન આણજોરે લોલ. ૪
દેતાં દામ કરે કામ દેવ દેવિઓરે લોલ,
ઠેલે લોક ઠામ ઠામ વાત એવિઓરે લોલ. ૫
કરી ભેખ વર્ણ કુંભ ઠગે જોસીઓરે લોલ,
ઝાડા ઉજણીને દંભ ઠગે ડોસિઓરે લોલ. ૬
કૈંક પુત્ર પૂત્રી કાજ ખતા ખાયછેરે લોલ,
તજી લાજ જોગીરાજ પાસ જાયછેરે લોલ. ૭
વસી કરણ તણી વાતથી લૂટાયછેરે લોલ,
ભોળી ભામનીની જાત તે ઠગાય છેરે લોલ. ૮
ખરૂં માનીને ખચીત ચીત ચેતજોરે લોલ,
ધરો ગાવા આવાં ગીત હૈયે હેતજોરે લોલ. ૯
જશે ભૂલ ભર્યા ભર્મ મર્મ જાણશોરે લોલ,
પાળવા પવિત્ર ધર્મ ઇચ્છા આણશોરે લોલ. ૧૦
ભજો રાજ ધીરાજ મહારાજનેરે લોલ,

થશે કાજ વળી આજ પામો લાજનેરે લોલ. ૧૧
તજો તુચ્છ જેવી ટેવ હમેશતારે લોલ,
રીઝે દલપતનો દેવ દેવ દેવતારે લોલ. ૧૨

ચોત્રીશો.

| | | | |
|---|---|---|---|
| ૯ | ૧૬ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૧૩ | ૧૨ |
| ૧૫ | ૧૦ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૧૧ | ૧૪ |

પાંસેટો.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૭ | ૨૪ | ૧ | ૮ | ૧૫ |
| ૨૩ | ૫ | ૭ | ૧૪ | ૧૬ |
| ૪ | ૬ | ૧૩ | ૨૦ | ૨૨ |
| ૧૦ | ૧૨ | ૧૯ | ૨૧ | ૩ |
| ૧૧ | ૧૮ | ૨૫ | ૨ | ૯ |

પંદરો.

| | | |
|---|---|---|
| ૮ | ૧ | ૬ |
| ૩ | ૫ | ૭ |
| ૪ | ૯ | ૨ |

દોહરો.

ઘણા મંત્ર ને તંત્રછે, તંત્રે ખેલ અનેક.
જુજ બનાવ્યા જુગતીથી, આણી ઉર વિવેક. ૧
ઘણા ખેલ જાદુ તણા, સમજીનાજ સકાય;
સાણાના સામર્થ્ય થકી, કપટ કાર્ય મુકાય. ૨
જાદુ જાઠું તે જાણવું, સરે ન એથી અર્થ.
નારી નિશ્ચે માનજે, વખતજ ખોવા વ્યર્થ. ૩
નારી કહેછે નાથને, સુણોજ પ્રાણ આધાર,
બોધ કર્યા આપે મને, સમજી તેનાં સાર. ૪
ગયું ભોળપણ મહારૂ, પામીરૂડું જ્ઞાન,

સદાભજાું ભાવેકરી, નક્કી આપ ભગવાન. ૫
ઓગણીસે આડત્રીસ, અધીક શ્રાવણ માસ,
રવીવાર સુભ જોગમાં, પુરણ ચંદ્ર પ્રકાસ. ૬
પુરણ તો પ્રીતે કર્યા, આણી મન આનંદ,
કપટી ને કુટીલ તણા, સમજાવા સૌ ફંદ. ૭
અજોદ્રા ઉત્તમ ઘણું, ત્યાં કર્તાનાં વાસ,
જ્યાં વહેમ ખંડન તણી, રચના કીધી ખાસ. ૮
સુતગંગા સંકર તણું, રૂપસંકર છે નામ,
નક્કી બ્રહ્મ પૂરી વિશે, આપ તણો વિશ્રામ. ૯
જય બોલો જગ બાપની, વારવાર સુભકામ.
પુરણએ કીપાવડે, ધારૂં થયું છે કામ. ૧૦

## संसार रुपी स्वप्ना विशा.

### દોહરા.

જય જય જય જય જગપતી, સંકટ હરણ સહાય,
પાપી કંઈ પાવન કર્યા, નિર્મળ એવો ન્યાય. ૧
માગુછું મતિ હીણહું, મેહેર કરો મહારાજ,
માયા આવરણ ટાળીને, કીજે સુભજ કાજ. ૨
નિંદ્રા વશ નર થાયછે, આવે સ્વપ્ન અનેક,
ભાન ભૂલી ભરમાયછે, ખરૂન ભાસે એક. ૩
તેમજ આ સંસારછે, માંનો ખરૂ ખચીત,
જેમ સ્વપ્ન સાચું નથી, આપણ તેમ અનિત્ય. ૪
ગર્ભ મજે ગોરી તણા, બાર આવે ને જાય,
અલ્પ જીવીએ તો વળી, માટી મોટો થાય. ૫

વનિતા કહે વંઝા રહી, કરે અનેક ઉપાય,
એ બળતાં મનમાં ધરી, સુખ પામે ન સદાય. ૬
વરણું એ વિસ્તારથી, સમજો સાણાં જન,
વાંચીને વિચારશો, એદન ધરશો મન. ૭
માત તાતના સંયોગથી, મળે વિર્ય ને લોહી,
ગર્ભ વધે એણે કરી, માત ઉદરમાં જોય. ૮
ઊંધે મસ્તક તપ ધરે, કરે ઘણાં કલપાંત,
વળી ઈશ્વરને આરાધતાં, સુખ પામે સાક્ષાત. ૯
નવમાસ પૂરે થએ, છુટે ગર્ભથી બહાર.
સ્તન મધ્યે પયને રચ્યું, ઇશ્વરને સીવાર. ૧૦
ગળથુથી ગુણની ખરી, પેલી તે તો પાય,
પછી પય પીવરાવવા, નજર સર્વની થાય. ૧૧
એમ કરતાં મોટો થયો, પડે દુઃખ જો કાંય,
વાચા વિના રૂદન કરી, સમજાવે તે ત્યાંય. ૧૨
મળ મૂતર આપે કરે, રડે પડ્યો તે માંહે,
શંકા આપે સુધરે, સમજે ના તે કાંય. ૧૩
ખાવા પીવા વસ્ત્રની, માત કરે સંભાળ,
દશા એવીજ ભોગવે, રૂપશંકર એ કાળ. ૧૪
જાત કર્મ આપે કરે, તેનું શાસ્ત્ર પ્રમાણ,
બ્રહ્મ ભોજન ભાવે કરે, આપે દક્ષણા દાન. ૧૫

**ચોપાઇ.**

એમ કરતાં તે મોટો થયો, જન્મ્યાનું દુઃખ ભુલી ગયો;
કાલુંકાલું બોલે મૂખ, સૂણી સગાંને ઉપજે સુખ. ૧

રોગ વધીને આપે કાય, એથી કંઈ દુઃખીઆરો થાય:
માત પિતા ચિંતા તો કરે, અતિ દુઃખ અંગે તો ધરે. ૧૭
ઓસડ વેસડ આપે વળી, કરે જતન ત્યાં ઝાઝાં મળી:
ઈશ્વ કૃપાથી વ્યાધી જાય, અંગે પાછો સુખીઓ થાય. ૧૮
આઠ વર્ષનો એનો થયો, નિશાળે ભણવાને ગયો;
જાત પ્રમાણુ કરી સંસ્કાર, વિધી પુર્વક તેણીવાર. ૧૯
માત તાતની પાસે વસી, બાળપણાની વાતો ખસી;
બેન બનેવી ફુવા ફોઈ, માસી માંમો સઘળાં જોય. ૨૦
કાકી કાકો સર્વે જાત, ખરી ઓળખી પોતે જાત;
સગાં સબંધી શું રાખી રીત, તે શું બાંધા પૂરણ પ્રીત. ૨૧
મેડાવ્યો ત્યાં ગ્રસ્થાધર્મ, શીખવ્યાં કંઈ સંસારી કર્મ;
પરણાવ્યો તેને પ્રીતજ કરી, મળી કન્યા ત્યાં રૂપની ખરી. ૨૨
ઉદ્યમ કરતાં પામ્યો લાભ, વધ્યો બાપથી ઝાઝો આપ;
મહીપતીથી મળીયું માન, ભ્રમા આ સાંભળજો કાન. ૨૩
જશ પામ્યો જગમાં તો ઘણો, વધ્યો પરીવાર પોતા તણો;
ભાળી હરખ્યા ભોળાશેઠ, વિચાર કરવા બેઠા હેઠ. ૨૪
પરણાવી પુત્ર આણી વધુ, તેનો કે મુખનારે બધુ;
પરણાવા પુત્રીઓ કાજ, સોધ્યુ જમાત્ર રૂડા આજ. ૨૫
દીકરી દુઃખ ન પામે કદી, વાતો એવી મુખથી વદી:
જોઈ જમાત્રે દીધું દાન, વેંચ્યા ત્યાં ફોફળને પાન. ૨૬
મીષ્ટ ભોજનની કીધીપેર, નાત જમાડી પોતે ઘેર;
સાબાશી સઘળેથી મળી, સુણી કાને લાગે ગળી. ૨૭
ખરચ ખટણની કાડી વાત, કરે વડાઈ પોતે ભ્રાત;

મારા સમજે આજે નથી, સત્ય કહુંછું હુંતો કથી. ૨૮
પોતે વસવા મેડી માળ, ઉંચા બાંધ્યા ત્યાં તત્કાળ;
પથર ચુનેચણીઆ હાલ, ચીત્રજ દેખી ઉપજે વ્હાલ. ૨૯
વરણ કરતાં વાધે વાત, સંક્ષેપથી સાંભળજો વાત;
દીકરા સર્વે મોટા થયા, લૈ રંડાઓ જુદા રહ્યા. ૩૦
લઢી વઢીને લીધા ભાગ, કંઈ એ ઘરડાં કીધાં ત્યાગ:
સાસરીએ ગઈ દીકરી સર્વ, રએજ રાખ્યો મનમાં ગર્વ. ૩૧
સાસરીઆં ત્યાં દેછે દુઃખ, લેશ મળે નહીં તેને સુખ;
કાવે ખબરો પીયરભણી, માત પીતાને પીડા ઘણી. ૩૨
બાળા એકજ વિધવા થઈ, સુણી ખબરને અકલ ગઈ;
ત્રાયત્રાય ત્યાં સોકો કરે, આંખે આંસુ જાડાં ભરે. ૩૩
એમ કરતાં પોતાનો પુત્ર, જેથી ચાલે એ ઘરસુત્ર;
અચાનક માંદો આપે થયો, મૂકી દેહને જગથી ગયો. ૩૪
સગળાનો ધરી આપે શોક, પાડે બેઠી બહાર પોક;
સમજાવે ત્યાં શાણાં મળી, જાય ઉપાધી સત્યજ ટળી. ૩૫
લાલ તજીને ધોળી પહેર, જબરો થયો તો આનો કેર;
શોક રાખવો તારે સદા, ઘરનાં ઘરડાં એવું વદ્યાં. ૩૬
એમ કરતાં વિત્યા બહુ દીન, વિચાર કરવા લાગ્યો ભીન;
મારૂં તારૂં મનથી કરે, લાભ તણી તો વાતો કરે. ૩૭
મૂઢ ન સમજે ઇશ્વરી ખેલ, એને તો માયા ન મેળ;
એમ કરતાં કંઈ વિત્યા માસ, સુણજો સજન આણી હાસ. ૩૮
ડોસાડોશી જીરણ તેહ, મરણ હાથે ચઢીઆં તેહ;
ધામધૂમથી કાડ્યાં બહાર, મળ્યાં સગાં ત્યાં સાની વાર. ૩૯

ચાલ્યાં મૂખે વદતાંરામ, અંત સમાનો જ્યાં વિશ્રામ;
કાષ્ટ અગ્નીથી બાળી કાય, મળી સગાં તે સર્વે નહાય. ૪૦
નારી સર્વ ટોળે મળી, જુઠી છાતી કૂટે વળી;
લાંબે રાગે એકજ ગાય, બીજી મૂખથી ઉચરે હાય. ૪૧
ચકલે ચકલે કરી મુકામ, રૂદન કરે સંભાળી નામ;
ઓહઓહ વદતાં પુરૂષ એમ, પાછળ ચાલે રાખીનેમ. ૪૨
એવે ઠાઠે આવે ઘેર, વેદવશી ત્યાં વિવેકમેર;
વળતી સઘળાં જૂદાં થાય, વાતો કરતાં ઘેરજ જાય. ૪૩
સાંજ સવારે આવે નાર, મોઢુ ઢાંકી બેસે નાર;
ખરેખરો કાંઈ ખોટો બેલ, નામજો કાંઈ એનો મેળ. ૪૪
જૂગત કરી જમાડી ન્યાત, ચાલી સઘળે સારી વાત;
ક્રિયા ખર્ચ તો ઝાઝો કર્યો, યસ લૈને તે આપે ઠર્યો. ૪૫
હતી પુંજી તે બેઠો ખોઈ, ભાવ ન પૂછે વળતી કોઈ;
સગાં સબંધી તે કોરે રહ્યાં, નામ ત્યાં તે કોને કહ્યાં. ૪૬
એવાં કાઢી મૂખથી વેણ, સંભળાવેછે કૈં દુઃખથી વેણ;
ખરા વેપારે દીસે ખોટ, લાભ તણી નવ આવે ચોટ. ૪૭
પચાસ બાવન પૂરાં થયાં, સંસારીક સુખ નાચી ગયાં;
લહરક માળા લઈને હાથ, બેસે જ્યાં ઘરડાનો સાથ. ૪૮
તેર આંગળનું ટીલું કરી, મન કપટ મૂખે બોલે હરી;
દુઃખે પાપે કાઢ્યા વરસ, મીથ્યા આ સંસારી હરખ. ૪૯
નવ સોધ્યું અંત સમાનું મૂળ, ઠાલી વલોવી એણે ધૂળ;
આવ્યો એવા અંતે ગયો, પુન્ય મારગ એથી નવ થયો. ૫૦
માટે વિચારી મનમાં વીર, સજ્જન વિચારો રાખી ધીર;

પાપ પુન્ય તો આવે સાથ,બીજુ ના આવે તમ હાથ.૫૧
કર્મ કર્યાં અંતેતો નડે, રૂપશંકર ના ફેરેજ પડે;
માટે આપે પુન્યજ કરો, આ શીખામણ ચીત્તમાં ધરો. ૫૨

**સોરઠા.**

અલક તણો આ ખેલ તપાસી જોજો તન વિષે,
મેર્રાદિ મન ફેરી ભજ ભાવે કીરતારને. ૫૩

**છપ્પા.**

અલક તણો આ ખેલ, ભલો ભજવ્યોછે ઇશે;
બાજીગરની પેઠ રમત આ સઘળી દીસે;
કંઈ પુરૂષોને નાર જન્મ જાુગતેથી આપ્યા;
કંઈ રૂપાળા રાય (કંઇ) કદરૂપા કરી થાપ્યા;
વળી બહેરાંને કંઈ બોબડાં, ખોડ વાળાં પણુ ઘણાં;
ઇશે સરજ્યા યુક્તિ કરી નવ રાખી એમાં મણા.૫૪
કંઇ ઘોડાને સ્વાર કંઈ ગાડી સુખપાલે;
સજી આપ શણગાર મન ગમતા તો મહાલે;
ચાકર તો દસબાર ખુશીથી આગળ ચાલે;
તાબેદાર તૈયાર હુકમ તો તરતજ પાળે;
મેતાને મુનશી અતિ જડજ તણો હોદો ધરે;
ઘણા શેઠ શાહુકાર તે મનગમતા ધંધા કરે. ૫૫
વસવા મેડી માળ ઝરૂખાં ઝાઝાં જેમાં;
અનોપમ વસ્તુ અનેક ઘણી ગોઠવી છે તેમાં;
કરે રાગને રંગ મળી નારીને સંગે;
કોઈ થાય નાદાન કોઈ તો રહેછે ઢંગે;

કંઈ વિદ્યાવંત ડાહ્યા વળી પુન્ય મારગ પ્રીછે ઘણાં;
ગ્રંથ ગુંથે કરવા કવી રૂપ શંકરના એમાં મણા. ૫૬
કંઈ ગરીબ કંગાળ આપ અણુપરતો ચાલે;
માગી ભરેછે પેટ ભીક્ષા જો કોઈ આલે;
મળે ન વસવા મ્હેલ છાપરાં બાંધી રહેછે;
એથી પણ એ સુખ મન સમજી તો લેછે;
વસ્ત્ર વગર ઉઘાડા ફરે ટાઢ તાપ વેઠે અતિ
રૂપશંકરે આ સંસારમાં ઠામ ઠામ એવી ગતી. ૫૭
કંઈ સુરા સરદાર કંઈ ભકતીવંત દીઠા;
કે સન્યાશી સદ્ય કૈ મૂખથી તો મીઠા;
ન્યાયી ને નાદાંન કૈજ કપટીને કુંડા;
ધર્મ ધૂતારા ધાર અંતરના દિસે ભૂંડા;
દયાળુ આપે દાનને ઝાઝા ધન લેવા વશે;
રૂપશંકર આ સ્રષ્ટી વિશે અનેક એજ એવા હશે. ૫૮
રંક બનેછે રાય રાય ભિક્ષાને માગે;
શૂરા તજીને શૂર આપ અવળા તો ભાગે;
વાહનના વૈભોગ તજી કાશીકુ કરતાં;
દીઠા ડાપણદાર કંઈ ગાંડા થઈ ફરતા;
વળી ધર્મિષ્ટ અધર્મિષ્ટ બને કરેજ કુડાં કાજને;
રૂપશંકર તજી ફરે લાજેણી કંઈ લાજને. ૫૯

**કુંડળીઓ.**

પલકે પલકે આ સદા ફરે રૂપને રંગ,
આ કોમળ કાયા તણો પળમાં થાયે ભંગ;

પળમાં થાએ ભંગ અંગ નથી આ રેહેવાનું,
નહીં છોડે જમરાય જાય સહુ હલકે હલકે.
થૈને દુઃખીઆ કાળ હાય વદી પલકે પલકે. ૬૦
આ નારીનિ છોકરાં કુટંબને પરીવાર,
એ વૈભવ તારો સદા, નહિ ટકે નિરધાર;
નહીં ટકે નિરધાર, વાત એ માની લેજે,
જો ઝાકળને ઝહર એમ ઉડી જાસે સેજે;
આપણુ સર્વ જનારે વચન લે મન ધારીને,
મિથ્યામન વિચારી છોડ સુત પિત તુ નારીને. ૬૧

## દોહરા.

બહુ લોભીને લાંચીયા, જાર કર્મ કરનાર,
થોડામાટે અવરનો, પ્રાણુ લે નીરધાર. ૬૨
ભીનભીન આ જગતમાં, ભાસે સઘળે ભેદ;
માયાના આવર્ણ વડે, ઉપજે હર્ષ ને ખેદ. ૬૩
સ્વપ્નાવત આ સર્વછે, આપ વિચારો વીર;
જે જન સુરા હોય તે, તરી ઉતરે તીર. ૬૪
સંસારવત આ સ્વપ્નને, તજી ભજો ભગવાન;
સુખ સંપત ઝાઝાં મળે, જો ઉપજે ઉર જ્ઞાન. ૬૫

## દોહરા.

જય જય જગધારણ વિભૂ, સંકટ હરણ સદાય;
આભ વાબ્ધિ તરવા તણો, દીસે આપ ઉપાય. ૬૬

## ભુજંગી છંદ પ્રાર્થના.

કર શું કૃપાનાથ હું દેહધારી, શુજે નામને પંથને શુખકારી;

સેદાહું પડ્યોછું મહા દુઃખમાંય,હવેતો નથી સૂજતું લેશકાંય.૬૭
અજ્ઞાને ચડીઆત સંસારકેરી, મહાસુખ માની બન્યોહુંય લેરી:
ગયોનાથનીવાતતો સત્યચુકી, અરે મોક્ષની વાતનેએયમુકી.૬૮
ખરો સંગ ત્યાગી કુસંગજકીધો, અભીમાનનો ભારતો શીરલીધો;
નકામો વહ્યોશીરસંસારભાર, હવેહું વિચારે પડ્યોછુંજ યાર.૬૯
બધા બ્યતણું સુખતોઅલ્પભાસે,ફસ્યોલાભ મોટોગણીનેઅવાશે;
મળેનાજ ખરેએમાંસુખકાંહીખરૂ સુખદીશેનકી મોક્ષમાંહી.૭૦
ધણાશાસ્ત્રથી સીખતો એમથાય,મહાજનમૂખે નકી એમગાય:
હવેતો ઉગારોતમેદુઃખમાંથી,ગતીહુંલાવું અરેનાથ ક્યાંથી.૭૧
તમારૂં નથી સૂજતુંનામ લેવું,અરેદુઃખ આતો હવેક્યાંજ કેવું;
ફરીમારૂંતારૂંખરે પ્રીત જોડી, તુટેનાકદાપી નહીએજતોડી૭૨
હવે તો દયા દીસને આપ દીજે,વિચારી અરે સંકટો દુર કીજે;
મનેસર્વમિથ્યાહવેઆજભાગ્યું,ગમેનામલેવું સદાઆપઆસું ૭૩
ક્ષમાતે કરીખોડઆતેઅમારાં,અરેઆત્મિનંતીઉરેલોવિચારી;
કહ્યું રૂપ તે શંકરે સુધ ભાવે,ફરી નાજસંસારમાંદેહ આવે.૭૪

## ઇશ્વરનો ઉપકાર.

ધન્ય ધન્ય કીરતારને, જગ ઉપજાવ્યું જેહ;
નિર્મળ નિતિ વાપરી, અગાધ બુદ્ધિ તેહ. ૭૫
પાર ન પામ્યા કો કદી, લખીં લખી થાક્યા ગ્રંથ;
કોઈ મળવા આવે ધસ્યા, તોએ ન પામ્યા પંથ. ૭૬
તે કરતાને કોડે નમું, વારવાર કરજોડ;
જેથી આ સંસારમાં, ભાગે મારી ખોડ. ૭૭
દયા કરી મમ ઉપરે, આપે કર્યા ઉપકાર;

જેથી આ સંસારમાં, પામ્યો સુખ અપાર. ૭૮
ઉત્તમ માત પીતા થકી, રોળક ન્યાતીમાંય;
જન્મ આપ્યો જુગતે કરી, કસર ન રાખી કાંય. ૭૯
ઉછેરી મોટો કર્યો, તનથી ટાળી રોગ;
ભલો પ્રભુએ મેળવ્યો, શુભ સુખકર સંજોગ. ૮૦
વિદ્યા ડાપણ ચાતુરી, નીતી તણાં જે કામ;
જેથી જન ઝાઝુ કરી, જગમાં પામ્યો નામ. ૮૧
ખાવાપીવા ઓઢવા, સુંદર રૂડા મ્હેલ;
વસવાને આપ્યા વળી, સુખ પાંમુ બહુ સેલ. ૮૨
રામા રૂપવંતી અતી, પૂરણ સુખનું ધામ;
તે મેળવી મુજને તમે, મોટુ કીધું કામ. ૮૩
જે જે સુખ સંસારનું, હેતે બહુ આપ;
એ ઉપકાર અમાપ, કયમ ભુલું ઓ બાપ. ૮૪
માનવ જાતીમાં મળી, સગાં સંબંધી સાથ;
કુડ કપટ કરવા વળી, સુખ પામું બહુ સેલ. ૮૫
ભુલી કાજની તારીકા, બેઠો પથરે નાવ;
આખર શું મારૂં થશે, બનશે શોય બનાવ. ૮૬
નથી આપ સ્મર્ણ કર્યું, ભુલ્પોધું નીજ ભાન;
ઉંડું જ્ઞાન વિચારતાં, આવી મૂજને સાન. ૮૭
દયા કરો તમ દાસને, ટાળો તનથી તાપ;
આપ વિના હાવે મને, કોણ ઉગારે બાપ. ૮૮
ભાગી સંકટ સાંમટાં, સુખ આપો ભગવાન;
રૂપશંકરની વિનંતી, ધરજો આપે કાંન. ૮૯

### કવિત.

સંસાર ને સ્વપ્ન બેય, કાંટા મધે ધાલી તેય;
સરખાવી જોતાં એમ, બરોબર થાયછે;
માટે મન વિચારી લ્યો, મૂકીદ્યો આ મમતોને;
સમજીને ચાલો યાર, વખત આ જાયછે;
સત્યને સંભારજોને, અસત્યને ત્યાગ કરો;
એથી અંત સમે નકી, સુખને પમાયછે;
દુઃખ રૂપી સંસારમાં, જન્મ તો ધરી ભાઈ,
અપરને પંજે પડી સર્વને તે ખવાયછે. ૯૦

### દોહરા.

સંસાર અને સ્વપ્ન તણો, વડો કર્યો વિસ્તાર;
વાંચો જન સજ્જન મળી, આ પતરો નીરધાર. ૯૧
અગિંદ્રા ઉત્તમ ઘણું, છીલે બેડા પાસ;
સુત ગંગાશંકર તણો, ત્યાં વસેછે વાસ. ૯૨
ચારૂ ચઈતર માસમાં, શુકલપક્ષ સરદાર;
ચતુરથી ગુરૂ વારે વળી, પૂર્ણ કર્યો નિરધાર. ૯૩
ઓગણીસે ઉપર વળી, આડત્રીસની સાલ;
રચના આ ઉત્તમ રચી, ઉર ધરીને વ્હાલ. ૯૪



### ધુતારાનુ મંત્ર.

તુવારૂણી, તુ તારૂણી મંત્ર સઉજન વશકરણી ઠઃ ઠઃ સ્વાહાઃ ( ઉમરડાનું મુળ લાવીને ગાયના દુધથી નવરાવીને કુંવારી પાસે સુતર કતાવી તેને વીટવું રવીવારને દીવસે

મંત્ર એકસોને આઠ ફેરા જપવા પછી એ મુળ પાસે રાખવું જ્યારે ગામ જવું હોય ત્યારે ગુગળનો ધુપ દેઈ બારેસખની જમણી બાજુએ બોસીને જવું તેથી જે મળે તે વશ થાય.)

### મુઠના મંત્ર.

કાળીકાળી માહાકાળી, લોહી માંસકી કરે દીવાળી ઇંદ્રકી બેટી બ્રહ્માકી સાળી ચલો મંત્રો ઈશ્વરી વાચા.

### સાધના.

કાળીચઉદશની રાત્રે ત્રણ ચકલાને રસ્તે બેસીને ૧૦૮ મંત્ર જપવા કરણનાં ફુલ લીંબુ ટોડા સવાશેર ધુપ ગુગળનો ચકલે મુકવા ને જાપ કરવા એ મંત્ર ભણી જેના ઉપર અડદના દાણાં નાંખે તે મરી જાય.

### મુઠ વાળવાના મંત્ર.

હોનમે આદેશ ગરૂકી બાદી ચલે અગની પરજલે ચલો મંત્ર ઇશ્વરી વાચા, ગરૂકી સંગત મારી ભગત જાપ ૧૦૮ સવાશેરની સુખડી ગુગળનો ધુપ કરવો એ મંત્ર ભણી તાંબાનું કડું મંત્રી હાથે ઘાલવું એટલે મુઠ મટી જશે.

### તાવના મંત્ર.

બીસમલા રહેમાન રીહીમ ફીરીઇમાની દીલમાં કલાયા અલ્લામહમદ રસુલ લીલલાહા હકબર ધુપ લોબાનનો કરી દોરે સાત ગાંઠ્યો વાળવી મંત્ર ભણીને.

### વલાના મંત્ર.

માંનસરોવર ભર્યા તે ઉપર ઉગ્યો બાવળીઓ બાંવળીએ

બાંધી બળધ બળધ મુત્રે ને વળો ઉતરે (કાળીચઉદશે ગુ-ગળનો ધુપ દેઈ સાધવા.)

**ફુલ જારવાના મંત્ર.**

ઊંચા મેડી તેની ઉપર મેડી તે મેડાની પાંખ તોડું આત તાની ઝાખ ઉતારૂં રૂપુ ગાસે ને ફુલ નાસે. કાળીચઉદશને દીવશે લોબાનનો ધુપ દેઈ મંત્ર સાધવા ને પછી એ મંત્ર ભણી રૂપાની વીંટી આંખ ઉપર ઘસીને ફુલ ઊજવું.

-~-

## परचूण कविता.

### એક કંજુસ ગ્રસ્થ વિશે.

**કવિત.**

આવોજી પધારો પ્રેમે, ઘરબાર સર્વ આ,
હમેશ અંતરમાં તે, ધારવું તમારૂં છે;
કરો જળપાન પ્રીતે, આવો નિત્ય આવી રીતે,
બેસો બએઘડી વાર, અતિ એતો સારૂં છે.
મીઠી મીઠી મૂખ થકી, અલૌકિક કરો વાત,
સુણવા કવિત ગીત, અતિ મને પ્યારૂં છે;
હાસ્ય રસ થકી મને, હસાવો હમેશ આપ,
કવિ તણું કામ એતો, સર્વ થકી ન્યારૂં છે.
વસજો વિશેષ અહીં, મુકામ જ્યાં કર્યો હોય,
આપછો વિવેકવંત, અધિક શું કે'વું છે;
ભોજન તે કરી આપ, પધારો વિશ્રામ લઈ,
મળવાથી મગ્ન થઉ, મન મારૂં એવું છે.

અરે ગાઢ કવિરાજ, તમપર પ્રીત ઘણી,
વદુકું હું મુખ થકી, અંતરમાં જેવું છે;
આપવું ઉદારતાથી, ઇનામ કે સંભારણું,
રૂપશંકર જાણવું, આપે વિખ લેવુંછે.

### ઇંદ્રવિજય છંદ.

સંગ થકી બગડ્યા બહુ બાળક, પાળકની મરજાદ ન રાખી;
ગ્રામતણા જન સર્વ મળી, દિલ સાફ થકી ઉચરે મુખ સાખી.
ટેવ પડી તજવી વસમી, ખસવાની નહી જન ઉમર આખી;
નાન પડ્યા પછી તે નટળે,સઉ સાથજ વાતજ એમજભાખી.

### દોહરા.

ચક્ષુ રાખો ચોકમાં, રખે વક્ર કંઈ જાય;
તો તેના પરતાપથી, દોષ ગુણીજન ગાય.

### કવિત.

પ્રથમથી માનો તમે, સુણી કે'ણ મારૂં વળી,
સંશય મટાડવાને, કથા કથુ કામની;
ફરી નર ફોગટ તે, તાકો નહી પરત્રીયા,
પીશો નહી હોક કદી, સમજી સુજામની;
કર થકી ગ્રહો નહી, રમાપર રીજો નહી,
લવવી ન જુઠ્ઠ વાત, કદીએ ન કાંમની;
પરત્રિયા સંગ થકી, કોઇનું ન સુખ દીઠું,
શાણા મન સમજીને, તજ પર ભામની. ૨

### ઇંદ્રવિજય છંદ.

સંગ કર્યા કરવા નવ લાયક, આબરૂ ઇજ્જત આપ ગમાવી;

નામ નોકરી આપ મળી, પણ ડા'પણમાં બહુ લાવ જગાવી.
છોકર વાદજ છેક કરી, સઘળી સુભ રીતજ તેંય દબાવી;
હું રૂપશંકર મીત્ર ગણી, તુજને અતિવાર કહ્યું સમજાવી. ૩

**કવિત.**

ચલમનો તજ ચડસ, કહું જો ન તજાય તો,
ઘર ખુણે કરી તાડું, પછી જજે બારણે;
ખરેખરા ખર મળી, ખરાબ વદે છે વેણ,
ખરાબ કરેછે તને, કથુંછું તુ કારણે;
ડાઢી મુછ ઉગી તોય, ડા'પણ ન આવ્યું તને,
સાબાશી ઘટેછે તને, સુવાડવો પારણે;
પાછળ કરેછે તારી, અલોકીક લોક વાત,
જાગ્ય યાર તુ વિચાર, શું પડ્યોછું ધારણે. ૪

**ઇંદ્રવિજય છંદ.**

ભાંડ સદા નિજ બાળકને, ભણતાં શિખવેપણ એબજ રાખે
ભાંડથકી અતિ ભાંડબની, તુંજ સ્નેહી વદે મુખથી ઘરપાખે.
લોક સુણી ફટકાર કરે, પણ કોણ ગણેજ હશે જગ આખે;
લોકતણી વળી લાજ તજી, રૂપશંકર નારહી કોઈની ધાખે. ૫

**કવિત.**

મારી વાંણી લાગી તને, આક કે ધંતુરા જેવી,
અવરની તને ઉર, ખરેખરી ભાસીછે;
મુર્ખ ન વિચાર્યું મન, આંણી જો કે'વત યાદ,
કડુ વદી કહે માત, અવરને હાંસીછે;
આપમાંજ ખોડ્ય હોય, સમજાવે સ્નેહી સોય,

ખોટી ચાલ હોય તોય, અવરને ખાસીછે;
સમજ્યોના મન થકી, ખોટી ખરી વાત વળી,
જાવનમાં બાંડ ભાળી, ઉરમાં ઉદાશીછે. ૬

દોહરા.

માફ કરો મમ કેણુને, રીસ ન રાખો લેશ;
જ્ઞાનીને ઉપદેશ આ, મારા મનથી બેશ. ૭
આશા વધવા પ્રીતની, સુધારવા તુજ કામ;
ઝાલ્યર આ જુગતે કહ્યું, રાખી રૂડી હાંમ. ૮

એક ગામના મેહેતાએ કરેલા બોધ વિશે.

દોહરા.

મેહેતા એકજ ગામના, મુખથી કેતા એમ;
પૈસા ખરચી પુસ્તકો, જન રાખોછો કેમ. ૯
પૈસા જવા નકામના, કશું ન આવે કામ;
પોથાં એ થોથાં ભાણું, સમજો આંણે ઠામ. ૧૦
પૈસા પાસે હોય તો લાવી જમજો ઘૃત;
નહિ તો વ્યાજે ધીરજો, કરી ઘણેરી મૃત. ૧૧
ખાધાથી કાયા વિશે, વિર્ય વધેછે ભાઈ;
વ્યાજ થકી દિન દિન વધે, નાંણું નાજ નવાઈ. ૧૨
સુણી બોધ મે'તા તણો, બોલ્યો વ્યસની એમ;
ભાઈ સાહેબ કો'છો તમે, છેજ બરોબર તેમ. ૧૩
અફીણને ભોજન વિશે, કરવો ખર્ચ અધિક;
મેહેતાએ બુદ્ધિ થકી, લાગે અમને ઠીક. ૧૪
સુણી બોધ મે'તા તણો, હાજી કહે ગમારે;

પણ સમજુ તો મન થકી, જાણશે કરી ધિક્કાર. ૧૫



## પટેલ વિશે.

### ઇંદ્રવિજય છંદ.

રે નગરોર ફર્યાં બહુ તું, પરમાલ ચરી ખુબ પુષ્ટ બન્યોજી;
ફેલ ફિતૂર કરી ફટ ફોગટ, શીરજ ધૂળ ભરીજ ભમ્યોજી.
લાલચથી નવ લાજ ધરી, પરદ્રવ્યજ ભોગવી લાભ ગણ્યોજી;
કારણ તેજથકી મહિશીસુત,તેજ બરોબર આપ થયોજી. ૧૬
ધીક ધર્યો અવતારજ લાયક, ન્યાય વિશે વળિ નામજ લેવા.
બાપતણી નવ છાપ પડી, વળિ તેયથકીજ હશે ગુણ કેવા;
બાપતણાસુભ નામવિશે, ખુબ આપણ આપ અચિતજહેવા;
રે સમજ્યો નિચ જૂઠવિશે,મનથીજ ખરે ખુબમિષ્ટજમેવા.૧૭

### દોહરા.

ધિક ધિક તારા ગુણને, મુઝ બતાવું હુંય;
જો મનથી સમજી વળિ, ચાલે સીધો તુંય. ૧૮
વડિલો એ પ્રાક્રમ થકી, કીધાં ઉત્તમ કાજ;
તે કામોને જાણીને, ઓછાં કીધાં આજ. ૧૯
સદાવ્રત આદીકમાં, ઘણો ઘટાડો કીધ;
ઘણા ગરીબ કંગાળનો, નિસાસો તેં લીધ ૨૦
જુઠાં કંઈ લેખો લખી, જુઠા લીધા દાંમ;
પરપંચી નામા થકી, જબરી રાખી હામ. ૨૧
ચુકેલું આપે ગળે, સત્ય ન રાખે લેશ;

મળતી યુક્તિયો વળી, આપ બનાવે મેશ. ૨૨
ધીકધીક તારા નામને, ધીક મેળવીયું દાંમ;
કરે બગાડ બંધવ તણો, લેવા તેનો ઠામ. ૨૩
હાંમ દામ પ્રજા થકી, ફુલ્યો ફરેછે તુંય;
વિચારી જો મન વિશે, પાછળ બનશે શૂંય. ૨૪
ખોટે દામ ખર્ચે ઘણા, પરમાર્થ નહી એક;
ધીકધીક તારી ચાલને, ધીક તારો જે નેક. ૨૫
કેંવત સાંભળ કામની, ખરેખરી છે ખૂટ;
મીઆં ચોરે મુઠી તો, અલા ચોરે ઊંટ. ૨૬
આગળ ભાગી લામને શું ચાલેછે નીચ;
જો તપાશી પાછળે, વળતી આંખ્યો મીચ્ય. ૨૭
નાગાને ઝાઝુ કથી, રખે લગાડો રીસ;
નહી માને નગજો સદા, ભાઈ કહું આ દીશ. ૨૮

### ચોપાઈ.

સાંભળ કવિ સુગરીની વાત, કહું વિસ્તારી તુજને ભ્રાત;
બરચુમાસે વાંદર એક, વા વરસાદે કંપે છેક. ૨૯
સઘળો મેઘ શીરપર પડે, નહી રેવા કંઈ જગ્યો જડે;
એવો વાંદર દુખીઓ જોઈ, વળતી સુગરી બોલી સોઇ. ૩૦
આઠ માસ તું ફરતો ફર્યો, નહી કરવાનો ઠામજ કર્યો;
કોણ મુરખ એ તારા સમો, જાણ્યો નહી આ ભવમાં અમો. ૩૧
માળો બાંધ્યો યુક્તિ કરી, તેથિ બેઠીછું સુખે કરી;
બોલ સુણી તે સુગરી તણા, વાંદરભાઈ મુખેથી ભણ્યા. ૩૨
કોણ શીખામણ એ કેનાર, એમ કરીને કદ્યો પાર;

સુગરી માળો તોડી તર્ત, કુપમાં નાખી કરીયો નર્ત. ૩૩
એવો ઘાટ તમારો થશે, દીધી શીખામણ ડુબી જશે;
આ દ્રષ્ટાંતને રાખી યાદ, વળતી કરજો સઘળો વાદ. ૩૪
દ્યો શીક્ષા સમજુને આપ, જેથી સમશે તેના તાપ;
નાગાને નહીં આવે લાજ, દે શીખામણ એને કાજ. ૩૫

દોહરા.

ટેવ પડી જન ખોધવા, તે તો કેમ તજાય;
દ્વેશી છોને દાઝતા, ડાહ્યા કરશે સાય. ૩૬
પરલોકે જસ પામવા, રે'વા રૂડુ નામ;
સત્ય જન સર્વે કરો, તજી મુર્ખનું કામ. ૩૭
સારૂ કર્યે નરતુ બને, એ ઈશ્વર ઈચ્છાય;
પણ રૂડુ કે'વા વિશે, મન મારૂં તો ચાય. ૩૮

---

**એક કેવાતા સંત પુરૂષનો સમાગમ થવાથી પાછળથી પસ્તાવું પડ્યું તે વિશે.**

દોહરા.

લાભ થશે પરલોકનો, ભજાશેજ ભગવંત;
સંગ કર્યો સુખ પામવા, લાયક જાણી સંત. ૩૯
લાભ તણી આશા મટી, ઉલટો થયો નીરાશ;
અપકીર્તિથી હું બન્યો, અંગોઅંગ ઉદાશ. ૪૦
બનવાનું તેતો બન્યું, હવે ન કરવી હાય;
માને નહીં મોટા તણું, તેને એવું થાય. ૪૧
મિષ્ટ વચને નવ રીઝવું, કરવો ખુબ તપાસ;

જાણીતાને પુછવું, મળશે ગુણ પ્રકાશ. ૪૨
ચિંત્યા તજજે ચીતની, ભાવે ભજજે રામ;
દ્વેશી છો બળતા ફરે, નહી બગડે તુજ કામ. ૪૩
માની મન ઉપદેશ આ, કર વિચારી કામ;
નહી તો પસ્તાવો થશે, આમજ ઠાંમેઠાંમ. ૪૪
મન થકી મેંતો કર્યું, ખરી કરીને ખોજ;
રૂપશંકર ઉપદેશ આ, લાયક જાણી યોજ. ૪૫

---

## એક મિત્રના વિયોગ વિશે.

### દોહરા.

સુત તાપીશંકર તણા, મૂળશંકરછે નામ;
વતની એ માતર તણા, લાયક જેનાં કામ. ૪૬
સનેહી તો સાચો સદા, પ્યારા મારા મિત્ર;
સદ્વિદ્યા સુવિચારના, પુરણ આપ પવિત્ર. ૪૭
રમત ગમત નાજાણને, ડા'પણના દરીઆવ;
હસમુખા આપે વળી, મન સાચું ઉમરાવ. ૪૮
ઘણાજન સાથે મળી, કર્યો આપ સ્નેહ;
યાદજ આણી આપને, સંભારેછે તેહ. ૪૯
મિત્ર આપ મળવા થકી, આનંદ વધતો અંગ;
ઉમેદને આનંદનો, કર્યો વિજોગે ભંગ. ૫૦
શાંણા જે સુખ દુખની, ક્યાં જઈ કરવી વાત;
આપ વિજોગથી સદા, હું દુઃખીછું ભ્રાત. ૫૧
મળવા મન અકળાયછે, સાચું ચા'યછે ચીત્ત;

પણ આપે જઈ દુર વશા, શી કરવી તે રીત. ૫૨

પત્રો લખવા પ્રેમના, દીવસમાં દસવીસ;
સમાવેશ તેમાં થશે, યાદ કરી હરનીશ. ૫૩

અંગ થકી તો ઉપજે, માળી બનાવે જેહ;
મોકલજો મનથી સદા, યાદ કરીને તેહ. ૫૪

પ્યારા મારા પ્રાણછો, વાત તણા વિશ્રાંમ;
આ અવનીમાં એકછો, અપર ઘણાંશું કામ. ૫૫

પ્યારા પ્રિત વધારજો, પત્ર લખીને પત્ર;
મોકલજો પ્રીતે કરી, પ્રિતી વૃદ્ધક પત્ર. ૫૬

પુછો જન એ પ્રેમીને, વિજોગ તણી જે વાત;
દુર ગએથી દાખવે, દુઃખ ઘણેરૂં ભ્રાત. ૫૭

રૂપશંકર સુજને સદા, મિત્ર વિના સૌ ફોક;
વાંચી આ વિચારજો, મિત્ર તણો જે શોક. ૫૮

# समशाओ.

## છપો.

ચરણ દીસેછે ચાર, ચલવીયે તો તે ચાલે;
પણ કદ્રપી એ નાર, બારમાસ સૌ ઘેર મ્હાલે;
પરમાર્થી એ પ્રોઢ, સીત તાપ તન સે'છે;
કાયા, માટી, લોહ, મૂખ મૂનીવૃત રે'છે;
રૂપશંકર શીર દીસે નહી, પેટ થકી પંકાયછે;
ઉદરજ અગ્નિ પ્રજાળતાં, સજ્જન સર્વે હરખાયછે. ૫૯

### ઉત્તર સઘડી.

એક ચરણની નાર, સીધી સોટા સરખી;
ચરણ ગોળ ઓખંડ, સૌજન રાખે હરખી;
ચરણ થકી તો શીશ, છેકજ છોટું કહીએ;
ઘર ઘર તેનું કામ, રાતે સુખ તેનું લહીયે;
ઘાટ વાળી દીસે ઘડી, તે ધાતુ કાષ્ટની થાયછે;
તીમર ટાળે ઘર તણું, તે તે શિર ધરાયછે. ૬૦

ઉત્તર દીવી.

એક પૈસો લે આજ, કામ અમારૂં કરજો;
આઠ વસ્તુની કરી ખોળ, આપ વેલેરા વળજો;
ફળ ફુલને બહુ પાન, કર જેષ્ટીકા ઝાલી;
તાંચીરૂ દુધને ડાળ, રખે કંઈ આવતા ખાલી;
ખરચ થાય તેતો ખરચજો, પઈસો પાછો લાવજો;
રૂપશંકર કે એક જગ્યા થકી, જરૂર તે લાવી આપજો. ૬૧

ઉત્તર આકડો.



આગળથી આ પુસ્તકને આશરો આપેલો તે ગ્રહસ્થોના નામની યાદી.

**અલિંદ્રા.**

૧૦ શા મગનલાલ હરખચંદ.
૩ બ્યાસ બામરભાઈ દયાશંકર.
૨ બ્યાસ બાઈલાલ હરીશંકર.
૨ પંડ્યા ભવાનીશંકર બાપુલાલ.
૧ મેહેતાજી મોતીલાલ મહાશંકર.
૧ પા. ડાહ્યાભાઈ નાથાભાઈ.
૧ કાશીરામઆશારામ.
૧ પા આશભાઈ ડુંગરભાઈ.
૧ બ્યાસ અંબાશંકર છગનલાલ.

**ઉટઈ.**

૨ નારણભાઈ દાદાભાઈ.

**ખેડા.**

૧ પંડ્યા અંબાશંકર રામશંકર.

**માતર.**

૧૧ મેહેતાજી મૂળશંકર તાપીશંકર.

**સોજીતરા.**

૧ પા. નરસીભાઈ લલુભાઈ.

**પલાણા.**

૧ મેહેતાજી રણછોડલાલ ઇશ્વરભાઈ.
૧ પે. અ. મે. નરસીભાઈ છગનલાલ.
૧ પા. કુબેરભાઈ બાપુજી.
૧ શા બાપુલાલ કેવળદાસ.
૧ ગોર ગવરીશંકર કાશીરામ.
૧ પંડ્યા ગંગારામ કુબેરજી.

**સારસા.**

૩ પા. ધનજીભાઈ જેસંગભાઈ.
૨ રા. દેવશંકર બાપુશંકર. સ્ટાંપવેન્ડર.
૧ મેહેતાજી પ્રેમચંદ વીઠલભાઈ.
૧ પા. ભઇબા અમથાભાઇ.
૧ પા. ગોવીદભાઈ દેવીદાસ.
૧ ઉપાદીઆ ભવાનીશંકર હરજીવન.
૧ રા. નાથાભાઈ પરતાપસંગ.

**વારસંગ.**

૧ પંડ્યા ચતુરલાલ અમરતલાલ.
૧ મુખી શ્રીભાઈ વજેસંગ.

તાલુકદાર મેઘાભાઈ કસળાભાઈ.

**અમદાવાદ.**

૫ શ્રી બાળજ્ઞાન વર્ધક સભા.
૩ શ્રીવડનગરા અભ્યંતરનાગર સુમિત્રજી કસબા
૨ રા. અચરતલાલ મણીરામ બચેચ.

**ડભાંણ.**

૧ ગોર જેઠાલાલ જીભાઈ પે. આ. મે.

**પીજ.**

૫ રા. રા. હરીનારેણભાઈ ગણપતરામ.

**ઉમરેઠ.**

૩ રા. મણીશંકર રામેશ્વર થાંણદાર મોજે ચમારડીના.

**વડોદરા**

૪ પાં. ગોરધનભાઈ નરસીભાઈ.
૨ પુરાણી જમનાશંકર રૂપરામ.

**સોખડા કાંનવમાં.**

૩ મેહેતા મોતીલાલ રામજી.
૨ શા. ગીરધર લાલચંદ.
૨ ભાવસાર નાગજી કાળીદાસ.
૧ નાકેદાર જીવણલાલ મોહલાલ.

૧ ભાવસાર ફુલચંદ ઝવેરદાસ.
૧ ભાવસાર રણછોડ અમથા.
૧ ભાવસાર મંગળ ભગવાન.
૧ ઠકર જેઠારામ દયારામ.
૧ પાઠક છોટાલાલ હરજીવન.

**શીઆગામ કરજણ.**

૩ માસ્તર ગોવીંદલાલ લલુભાઈ.
૧ રા. કેસવલાલ રામચંદ્ર માનેજર.
૧ મેહેતા સદાશીવ રામચંદ્ર.
૧ તલાટી રાજારામ નાગેશ્વર.
૧ રા. હરીશંકર ભવાનીશંકર.
૧ શા. કાળીદાસ ગુલાબચંદ કુંડારી.
૧ પા. ગલાબભાઈ દરભાઈ.
૧ શા. ભાઈચંદ લલુભાઈ.
૧ રા. નાથાલાલ દલપતરામ.

**ડભોઈ.**

૧ રા. ઈશ્વરલાલ લલુભાઈ.
૧ રા. કેસવરામ પરસદરાય.
૧ રા. મોતીલાલ કેવળરામ.
૧ રા. સુરજલાલ ગુણવંતરામ.

૧ રા. હરીલાલ દાજીભાઈ.
૧ શુકલ હરીશંકર ભવાનીશંકર.
૧ મેહેતા છેલતરામ રધુનાથ.
૧ મેહેતા મનસુખરામ મોતીલાલ.
૧ મેહેતા મણીલાલ હરીચંદ્ર.

ધોળકા.

૨૦ વઈદ આમથારામ વિદ્યારામ.
૧ શા. દલસુખ ગોરધન.
૧ મેહેતાજી કુબવરામ કેશવરામ.
૧ શુખ ઓધવ હરીભાઈ.
૧ ભટ રણછોડ માધવરામ.
૧ વ્યાસ ચુનીલાલ મુગટરામ.
૨ શા. કસ્તુરચંદ કુબલદાસ.
૧ હવાલદાર મુલાકી જેઠાલાલ.
૧ ઉઘરાતદાર કાળીદાસ લખમીદાસ.
૨ ભટ ભવાનીશંકર જીભાઈ.
૨ પા. મેહેશ્વરભાઈ કાળીદાસ શેણા તા-
લુકે ગોરેદા.
૧ ભટ કાસીરામ દાદાભાઈ.
૧ મુખી પા. ધનજી રામજી.
૧ રા. રા. સદાશીવ રાયજી.
૧ પા. રણછોડ રાઈજી.

મેમદાવાદ.

૧ ભટ નારણધર પ્રેમાધર.